ज्ञानमाळा मणको १ लो.

# मारा गुरुदेव.

પ્રથમ તમે [illegible] ધાર્મિક બને
અને સત્યની પ્રાપ્તિ કરો.

ભ. શ્રી. રામકૃષ્ણ પરમહંસ।



प्रकाशक
श्री रामकृष्ण सेवासमिति.
अमदावाद.

प्रकाशक,
श्रीरामकृष्ण सेवासमिति.
ठे. शाणापीठ, नवो वास,
आवली पोळ-अमदावाद.



लेखक,
कृपाशंकर महेश्वरलाल
ठे. खाडीया, देशाईनी प'
अमदावाद.



प्रथम आवृत्ति.        प्रत २०००.
संवत १९७९.

अमदावाद-सलापोसरोड;
धी डायमंड ज्युबिलि प्रिन्टींग प्रेसमां,
परीख देवीदास छगनलाले छाप्युं.





भगवान श्री रामकृष्ण परमहंसदेव.

मोनार्क प्रिन्टरी, अमदावाद

# मारा गुरुदेव.

('ભગવાન્ રામકૃષ્ણ પરમહંસના સંબંધમાં સ્વામી વિવેકાનંદે
આપેલા ભાષણનું ભાષાંતર ).

ભાષાંતર કર્તા:
કૃપાશંકર બહેચરલાલ પંડિત.
અમદાવાદ.

પ્રકાશક:
શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ તરફથી
ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.
ઠે. ભારતજીવન કાર્યાલય
કાણાપીઠ, નવોવાસ—અમદાવાદ.

મૂલ્ય: શ્રદ્ધા-ભક્તિ.

# નિવેદન.

" ઓગણીસમી શતાબ્દીના આ મહાન્ આચાર્ય પોતાના ધર્મ-ઉપદેશ માટે પોતે કાંઇ પણ હક ક હતા. તેઓ કોઈ ધમ ઉપર કોઇ પણ પ્રકારનું ચ કરતા ન હતા. કારણ કે વિશ્વના સર્વ ધર્મો એક ધર્મના અંગ પ્રત્યંગ છે, એવી તેમને સંપૂર્ણ પ્રતીતિ આ શબ્દો ભગવાન્ શ્રી રામકૃષ્ણ પરમહંસના તેમના પ્રાણ સ્વરૂપ સ્વામી શ્રી વિવેકાનંદજીએ ઉ છે. એ મહાપુરૂષની જીવન-જ્યોતિ અત્રે ગુજરાત તે હેતુથી ત્રણ વર્ષથી અત્રે તેમની જયંતી ઉ પ્રબંધ કરવામા આવ્યો છે; ત્રણ વર્ષ ઉપર તેનું રોપણ થએલું. ગયે વર્ષે એ રોપેલા બીજનો બહાર ફુટી નીકળ્યો હતો, એટલે કે એ હેતુને બર લાવવા માટે ગયે વર્ષે 'શ્રીરામકૃષ્ણ સેવા સમિ અત્રે સ્થાપના થઇ હતી; અને આ વર્ષે એ સમિ ધારાધોરણ નક્કી કરી વિશાળ ક્ષેત્રમાં એનો વિકાસ એવો આરંભ આદરવામાં આવ્યો છે. આ કામ જ માજનું છે અને જનસમાજ જરૂર તેને પોતાનું ગણ તેની યથાર્થ સિદ્ધિને માટે પોતાથી બનતું અવશ્ય કર એવી પુરતી આશા રાખવામાં આવે છે.

એ જયન્તી ઉજવવાના પુનિત પ્રસંગે પહેલો બીજે વર્ષે ભગવાન્ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનાં વચનોના મણકા વ્હેંચવાની વ્યવસ્થા કરવામાં આવી અને આ વર્ષે "My Master"-"મારા ગુરૂદેવ' અને ત્રિજો મણકો વ્હેચાવાનું પસંદ કરવામાં આ



स्व. शंकरलाल अचरतलाल महेता

जन्म सं. १९०० अवसान सं. १९७२

मोनार्क प्रिन्टरी, अमदावाद

આ મણકો બહાર પાડવામાં શ્રીયુત ભાઇ નટવરલાલ શંકર-લાલ મ્હેતાએ પોતાના સદ્દગત પિતા શ્રીયુત શંકરલાલભાઇ અચરતલાલ મહેતાના શ્રેયાર્થે આ પુસ્તકની ૧૦૦૦ પ્રત છપાવી વિના મૂલ્યે વહેંચવાના કાર્યમાં પૂર્ણ મદદ કરી છે. નાની વયમાં શ્રીયુત નટવરલાલે ધર્મવૃત્તિ રાખી, પિતૃભક્તિ અને ભગવદ્દભક્તિ દર્શાવવા સાથે પરોપકાર કર્યો છે, તે માટે તેમને ધન્યવાદ જ ઘટે છે. એ નાની વયમાં ધર્મનિષ્ઠ ભાઇનું અનુકરણ બીજા શ્રીમંત ગૃહસ્થો કરે એવી અમારી સર્વ પ્રત્યે પ્રાર્થના છે. શ્રીમંત બંધુઓ થોડી થોડી રકમ કહાડી ધર્મના ગ્રંથો છપાવી મફત દાન કરશે, અથવા પડતર મૂલ્યે ફેલાવશે તો તેથી પરોપકારજ સધાશે. બંગાલામાં શ્રીમંતો ધર્મના સારા સારા ગ્રંથો દાન આપી શ્રેય સાધી રહ્યા છે. ગુજરાતના શ્રીમંતો ધર્મના ગ્રંથોનું દાન કરી પરોપકારનું ફળ પ્રાપ્ત કરે, એ ભાવનાપૂર્વક જય શ્રીરામકૃષ્ણ:

અમદાવાદ.<br>
તા. ૧૧–૩–૨૩.<br>
શ્રીરામકૃષ્ણ જયંતી.

પ્રકાશક.



# પ્રસ્તાવના.

---

વિશ્વ વિખ્યાત સ્વામી શ્રી વિવેકાનંદે અમેરિકા—ન્યુયૉર્કમાં વેદાન્ત સોસાઇટીના આશ્રય નીચે પોતાના ગુરૂ ભગવાન્ શ્રીરામકૃષ્ણ પરમહંસદેવના સંબંધમાં 'My master' "માઇ માસ્ટર"—મારા ગુરૂદેવ એ વિષયક આપેલું આ ભાષણ છે; મહાન્ ગુરૂની જીવન—કથાનું પશ્ચિમની વૈજ્ઞાનિક પ્રજા સમક્ષ તેમના એક મહાન્ શિષ્યે કરેલું આ એક પવિત્ર પ્રવચન છે; વિશુદ્ધિ અને ચૈતન્યની મૂર્તિનું પુનિત અને તેજસ્વી આ પ્રવહન છે. અને ગુજરાતી ભાષામાં એને યથાશક્તિએ ઉતારી જન—સમાજમાં પ્રસારવાનો આ નમ્ર પ્રયાસ છે.

જે વખતે ભારત વર્ષમાં નૂતન, ભાવી અને વિશેષ ઉજવળ જીવનને અંગે અનેક ઘટનાઓ થઇ રહી હતી; પ્રાશ્ચાત્ય પ્રજાને લઇને એમની જડવાદ મૂલક સંસ્કૃતિના વિચારો ચારે તરફ વાતાવરણમાં ફેલાઇ રહ્યા હતા; હજારો વર્ષોની પોતાની ચૈતન્ય પ્રધાન સંસ્કૃતિ અને પોતાનું લક્ષ્ય લગભગ ભુલી જવાયું હતું; પોતાના ભૂતકાળના આત્મ જીવનની અવગણના થઈ રહી હતી અને પશ્ચિમની પ્રજાના અનાત્મ જીવનનો મહિમા સર્વત્ર વ્યાપી રહ્યો હતો; પ્રકૃતિ દેવીની ભૂલભૂલામણીમાં ઘુમાવનાર અને તેના અસંખ્ય માર્ગોમાં ભમાવનાર બુદ્ધિવાદનો વ્યામોહ થઇ રહ્યો હતો; વસ્તુતઃ પોતાની જાતનું ભાન ભૂલાવનાર ઘન આવરણમાં ભારત વર્ષ ઘેરાઇ ગયું હતું; અને આર્યસમાજ, પ્રાર્થના સમાજ, બ્રહ્મસમાજ વિગેરે ધર્મ સમાજોએ ખંડન મંડનાત્મક પદ્ધતિએ અને પૃચ્છકતા અને તર્ક પ્રધાન બુદ્ધિવાદથી ધર્મક્ષેત્રમાં કાંઇક પડો ઉકેલવાની શરૂઆત કરી

હતી; તે વખતે મહાપુરૂષ ભગવાન્ શ્રીરામકૃષ્ણ પરમહંસનો જન્મ થયો હતો. " **ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । भ्रामयन्सर्व भूतानि यंत्रारूढानि मायया" ॥** જાતિ, રાષ્ટ્ર કે વ્યક્તિના હૃદયમાં વાસ કરી કર્માનુસાર પ્રભુજ સર્વનું નિયોજન કરી રહ્યા છે. ઉપર જણાવેલી પરિસ્થિતિ સમયે આ મહા પુરૂષનો જન્મ તે ખરેખર પ્રભુનુંજ નિયોજન સમજાય છે. એક અપ્રસિદ્ધ ગામડામાં જન્મ, જાતે કેવળ નિરક્ષર, હાલની સંસ્કૃતિનો લવલેશ પણ સ્પર્શ નહિ એવો પુરૂષ બ્રહ્મોસમાજના પ્રખર વિદ્વાનોની ઉપદેશ પીઠિકા ઉપર બેશી ખંડન કરાયલા અને મનથી ઉતરી ગએલા મૂર્તિ–પૂજાદિક વિષયોનું હૃદયગમ્યપણે અને સચોટપણે પ્રતિપાદન કરી મનનું સમાધાન કરે, એ ઇશ્વરનું નિયોજન નહિ તો બીજું શું? બુદ્ધિવાદથી ભમિત થએલા પશ્ચિમની વિદ્યાના કેક પારંગત પંડિતો લુગડાં પહેરવાનું પણ જેને બરાબર ભાન નહિ તો બીજી સાંસારિક અને સામાજીક રીતભાતની ઠઠમઠ તો કયાંથીજ હોય એવા પુરૂષના ચરણમાં બેશી પોતાનો સર્વ ભ્રમ દૂર કરે, " **भिद्यते हृदयग्रंथि श्छिद्यन्ते सर्व संशयाः** " એવી માનવ જન્મને પરમ ઇપ્સિત સ્થિતિ પ્રાપ્ત કરે, એ પ્રભુની ઘટના નહિ તો એને બીજું શું કહેવું?

આ અવતારી મહા પુરૂષનો જન્મ ચૈતન્યનો–આત્માનો સાક્ષાત્કાર કરી સકળ માનવ જાતિને તે સત્યનું પ્રતિપાદન કરી બતાવવાને અર્થે હતો. જડવાદના યુગમાં ચૈતન્ય ધર્મનું પુનઃ એકવાર સંસ્થાપન કરી વિજય ડિંડિમનો દશે દિશામાં ઘોષ પ્રકટાવવાને અર્થે એમનો જન્મ હતો. ફરીથી એકવાર જગતના ધર્મોનો સમન્વય કરી બતાવવાને અર્થે, તેમજ મનુષ્ય જાતિમાં વાસ્તવિક સુખ,

શાંતિપ્રદ બાંધવભાવ પ્રસારવાને અર્થે એમનો પ્રાદુર્ભાવ હતો. જન્મથીજ તેઓનું કાર્ય શરૂ થઇ ચુક્યું હતું; ચૈતન્ય સિદ્ધિને અર્થે જન્મથીજ તેમની દીક્ષા હતી. ઉગ્ર તપ-સાધનાથી ચૈતન્યનો જાતે સાક્ષાત્કાર કરી ભૂતકાળના સહસ્ત્રાવધિ વર્ષોના ધર્મ માર્ગોને, ધર્મ વિચારોને અને સકળ ધર્મ દર્શનોને પોતાના જીવનમાં સંગ્રહી, કેંદ્રિત કરી એ સર્વના સત્યની પ્રતીતિ કરી જગતને એ સર્વનો યથાર્થપણે આ વિલક્ષણ પુરૂષે આવિર્ભાવ કરી બતાવ્યો હતો. તેઓ સત્યની, ચૈતન્યની, નિગ્રહની, ત્યાગની, નિરહંતાની સરળતાની અને વિશુદ્ધિની મૂર્તિ સ્વરૂપ હતા. તેઓમાં કોઇ ધર્મ-વિરોધ નહોતો; પરંતુ સર્વ ધર્મનું તેમની અંદર સંમેલન હતું. તેમનો કોઇ વિશેષ ધર્મ સંપ્રદાય નહોતો; પરંતુ તેઓ સર્વ ધર્મોના પરિપાલક અને પ્રતિપાદક હતા. "**एकं सत् विप्रा बहुधा वदन्ति**"—"સત્ એક છે વિદ્વાનો તેને બહુ પ્રકારે વર્ણવે છે" આ ઋગ્વેદના વખતના પુરાણા સત્યને, અને "**एकं सन्तं यं बहुधाहुर्मतिभेदात्**" "સત્ જે એકજ છે તેનું બુદ્ધિની ભિન્નતાને લઇને પંડિતો બહુ રીતે કથન કરે છે." આ શબ્દોમાં પુનઃ સ્થાપિત થએલા એના એજ શંકર ભગવાનના સત્યને, "એક અનાદિ, અનંત, સનાતન ધર્મ ભૂતકાળમાં સદા સર્વદા વિદ્યમાન્ હતો અને ભવિષ્ય કાળમાં પણ તે સદા સર્વદા વિદ્યમાન રહેવાનો અને તેનો તેજ એક સનાતન ધર્મ ભિન્ન ભિન્ન દેશોની અંદર ભિન્ન ભિન્ન પ્રકારે આવિર્ભાવ પામે છે." આવા સ્વરૂપમાં વર્તમાન જડવાદના યુગમાં ભગવાન્ શ્રીરામકૃષ્ણ પરમહંસે ધર્મ તરફ અભાવ કરી રહેલા અને પોત પોતાના મત મતાંતર અને ધર્મ સંપ્રદાયોને અર્થે કલહ કરી રહેલા સમગ્ર માનવ પરિવારને સિદ્ધ

કરી બતાવ્યું હતું. આવું છતાં તેઓએ કદાપિ ગુરૂનું પદ સ્વીકાર્યું નથી; માત્ર તેઓ જ્ઞાન-બોધનાઃ પ્રવહન અર્થે એક સબળ વાહક સાધનભૂત હતા.

વર્તમાન્ યુગમાં ભૌતિક સર્વ વસ્તુઓ સુલભ્ય અને શક્ય છતાં એકજ વસ્તુ કેવળ અશક્ય અને માત્ર કલ્પના-મૂલક મનાઇ હતી; અને એ વસ્તુ તે આત્મા અને પરમાત્મારૂપ ચૈતન્ય વસ્તુ હતી; મહાન્ વૈજ્ઞાનિકોએ પણ ચૈતન્ય વસ્તુ અજ્ઞાત અને અજ્ઞેય ("Unknown and unknowable") માની હતી. તેજ ચૈતન્ય વસ્તુને આ યુગ પુરૂષે પોતાના જીવન્ત દૃષ્ટાંતથી સાબીત કરી બતાવ્યું હતું કે આ ચૈતન્ય વસ્તુ સદા સુલભ્ય અને શક્ય છે; તે કોઇ રીતે કલ્પના મૂલક નહિ; પણ તે યથાર્થ વ્યવહારૂ છે; તેમજ તે અજ્ઞાત અને અજ્ઞેય નહિ પણ તે નિઃશંકપણે જ્ઞાત અને જ્ઞેય છે; એટલું નહિ પણ તે જ્ઞાત અને જ્ઞેયથી પણ અધિક "(More than known and knowable)" છે. આવી રીતે જન કલ્યાણને અર્થે અવતરેલા આ મહાપુરૂષે ઋષિમુનિયોના સિદ્ધ સત્યને પુનઃ એકવાર બુદ્ધિવાદમાં અટવાયલા જગતને પ્રતિપાદન કરી બતાવ્યું હતું.

અજ્ઞાન તમસ વ્યાપી રહેલા ભારતવર્ષમાં આ મહાત્માએ ચૈતન્ય શક્તિનું અવતરણ કર્યું છે. સર્વને એમનો આદેશ છે કે "આત્મવાન્ બનો." કંગાલ, રાંક, દીન, દુર્બળ, જડ, નિસ્તેજ. ભયભીરૂ, પરતંત્ર અને ગુલામીમાં જકડાયલા ભારતને આ આદેશ પરમ ઔષધિ રૂપ અને સ્વારાજ્ય સિદ્ધિને અર્થે પરમ સાધનરૂપ છે. ભારતવર્ષનું દુઃખ વિમોચન આત્મવાન્ બનવાથીજ છે. એને માટે "नान्यः पंथा विद्यतेऽयनाय" । આ શિવાય અન્ય ઉપાય નથી. આ મહાપુરૂષે ચૈતન્ય શક્તિનું વ્હેણુ પુનઃ

આપણી ધર્મની પુરાણી ભૂમિમાં ચાલુ કર્યું છે. ભારત પ્રજાને તેમ જ જગતની અન્ય પ્રજાઓને તેની જાણ કરવાનું પુનિત કાર્ય તેમના વીર્યવાન્ સમર્થ શિષ્યોએ માથે લીધું છે. તે કાર્યમાં યત્કિંચિત્ પણ મદદભૂત થવું એ પરમ ધર્મ છે, અને તેને અર્થેજ આ નમ્ર પ્રયાસ છે.

આ મહાપુરૂષની અદ્દ્ભુત કથાના સંબંધમાં અમારા કોઇ વિશેષ શબ્દની જરૂર નથી; પરંતુ તેમની કાંઇક યથાર્થ ઝાંખી કરવાને અર્થે એમના મહાન્ પ્રતાપી શિષ્ય સ્વામી વિવેકાનંદજીના વ્યાખ્યાનનું ગુજરાતી ભાંગી તુટી વાણીમાં કરેલું ભાષાંતર વાંચવા વિનંતી છે. અને અંતમાં અભિલાષા રાખવામાં આવે છે કે એ સ્ફુરેલું ચૈતન્યશક્તિનું વ્હેણ ભારતવર્ષના સમસ્ત જીવનમાં પ્રસરે અને કંગાલ, રાંક, દીન, દુર્બળ, જડ, નિસ્તેજ, ભયભીરૂ, પરતંત્ર અને ગુલામીમાં જકડાયલું ભારત ટુંક સમયમાં મર્દ, સબળ, તેજસ્વી, ઓજસ્વી, આત્મવાન, વીર્યવાન, નિર્ભય અને સર્વ બંધનોને છિન્ન ભિન્ન કરી સ્વતંત્ર અને સ્વારાજ્યવાન્ બને તેમજ અન્ય પ્રજાઓ પ્રતિ નિરૂપદ્રવી, ક્ષમાશીલ અને ચૈતન્ય-જ્ઞાન પ્રદાન કરવાને સામર્થ્યવાન્ બને.

વિક્રમ સંવત ૧૯૭૯
ફાલ્ગુન વદ ૧,
હોલોત્સવ.

કૃપાશંકર બ્હેચરલાલ પંડિત.



# मारा गुरुदेव.

" જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મની સત્તા પ્રવર્તે છે, ત્યારે ત્યારે મનુષ્ય જાતિને સહાય કરવા માટે હું અવતાર ધારણ કરૂં છું." શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્મા આ શબ્દો ઉચ્ચારે છે. જ્યારે જ્યારે વિશ્વમાં વૃદ્ધિ થઇ જવાના કારણે અથવા તો કોઇ ખાસ પરિસ્થિતિને લઇને આપણા જગતને કોઇ નવી વ્યવસ્થાની જરૂર પડે છે, ત્યારે ત્યારે કોઇ શક્તિનો આવિર્ભાવ થાય છે; અને આધ્યાત્મિક અને ભૌતિક એ બે ક્ષેત્રોની અંદર મનુષ્યનું જીવન પ્રવૃત્તી રહેલું હોવાને લઇને એ બે ક્ષેત્રોમાં નવી વ્યવસ્થાનાં મોજાં સ્ફુરાયમાન થાય છે. એક તરફ વર્તમાન સમયમાં યુરોપ ભૌતિક ક્ષેત્રમાં વ્યવસ્થાની બાબતમાં મુખ્યપણે આધારભૂત થયું છે; અને બીજી બાજુ તરફ પ્રાચીનકાળમાં એશિયા આધ્યાત્મિક ક્ષેત્રમાં વ્યવસ્થાની બાબતમાં મુખ્યપણે આધાર ભૂત થયું છે કે જેની સાક્ષી સમગ્ર જગતનો ઇતિહાસ પુરે છે. આજે સાંપ્રતકાળમાં આધ્યાત્મિક ક્ષેત્રમાં મનુષ્ય જાતિને પુનઃ વ્યવસ્થાની પાછી જરૂર જણાઇ રહી છે; હાલમાં, જ્યારે ભૌતિક જડવાદના વિચારો પોતાની શક્તિ અને મહિમામાં પરમ પરાકાષ્ઠાએ પહોંચ્યા છે; ભૌતિક જીવનનું અવલંબન કરીને મનુષ્ય જાતિ લગભગ પોતાના દૈવી સ્વભાવને ભૂલી જવા આવી છે અને તે કેવળ દ્રવ્ય પ્રાપ્ત કરવાના યંત્રની અધમ સ્થિતિએ ઘણે અંશે પહોંચી ગઇ છે; ત્યારે આવી પરિસ્થિતિમાં કોઇ નવી વ્યવસ્થાની જરૂર છે અને તે વ્યવસ્થા માટે શક્તિનું આગમન થઇ

રહ્યું છે અને ભૌતિકવાદના—જડવાદના ઘન વાદળો વિખેરી નાખવા માટે ભીષણ ગર્જના પણ થઇ ચુકી છે. એ શક્તિ પોતાની ક્રિયા કરવા લાગી છે, અને તે થોડા સમયમાં મનુષ્ય જાતિને તેના પોતાના સત્ય સ્વરૂપની પુનઃ એકવાર સ્મૃતિ કરાવશે અને તે શક્તિનું જન્મ સ્થાન પણ પુનઃ એશિયાજ બનશે. આ આપણું વિશ્વ કાર્ય-વિભાગની (કામની વહેંચણીની) યોજના ઉપર ચાલી રહ્યું છે. આથી એકજ મનુષ્ય દરેકે દરેક વસ્તુ મેળવી શકશે એવું કહેવું કેવળ મૂર્ખતા ભરેલું છે. આવું છતાં આપણી સમજ બાળક બુદ્ધિના જેવીજ છે. બાળક પોતાની બાળક બુદ્ધિથી આ વિશ્વમાં પ્રાપ્ત કરવા લાયક વસ્તુ તે માત્ર પોતાની રમવાની ઢીંગલીજ છે એમ માને છે; આવી જ રીતે જે પ્રજા ભૌતિક સંપત્તિ અને શક્તિમાં મહત્ પદ ભોગવે છે તે પ્રજા આ વિશ્વમાં પ્રાપ્ત કરવા લાયક જે છે તે ભૌતિક સંપત્તિ અને ભૌતિક સત્તાજ છે એમ સમજે છે; અને પ્રગતિ તે તેજ છે, અને સંસ્કૃતિ પણ તે તેજ છે એમ તે માને છે. અને જે અન્ય પ્રજાઓ તે પ્રાપ્ત કરવાને માટે દરકાર રાખતી નથી અને જેઓની પાસે તે ભૌતિક સંપત્તિ અને સત્તા નથી તે પ્રજાઓ આ જગતમાં રહેવાને માટે યોગ્ય નથી તેમજ તેઓનું જીવવું પણ કેવળ નિરર્થક છે એવું તેઓ પ્રતિપાદન કરે છે. બીજી તરફ કોઇ પ્રજાની એવી પણ માન્યતા હોય કે કેવળ ભૌતિક ઉન્નતિ અને ભૌતિક સંસ્કૃતિ તદ્દન નકામી છે. પૂર્વ દિશા-માંથી પહેલાં એકવાર ધ્વનિ ઉઠયો હતો અને તેણે સમસ્ત જગતને જણાવી દીધું હતું કે જો મનુષ્ય પાસે વિશ્વની સમસ્ત સંપતિ હોય અને જો તેની પાસે આધ્યાત્મિક જ્ઞાન ન હોય તો તે સંપત્તિ શા કામની? આ પૂર્વાત્ય પ્રજાની ભાવના છે; અને બીજી ભાવના તે પાશ્ચાત્ય પ્રજાની છે.

આ બન્ને ભાવનાઓની અંદર ગૌરવ અને મહત્તા રહેલી છે. અને વર્તમાન સમયમાં નવીન વ્યવસ્થા કરવાને માટે આવિર્ભાવ પામેલી શક્તિ આ બન્ને ભાવનાઓનું સમન્વય અને તેનું મિશ્રિકરણ કરશે. જેવી રીતે પાશ્ચાત્ય પ્રજાને અનાત્મ વસ્તુ સત્ય ભાસે છે તેવીજ રીતે પૂર્વાત્ય પ્રજાને આત્મ વસ્તુ સત્ય ભાસે છે, પોતાના જીવનની પરમ પ્રાપ્તવ્ય અને ઇચ્છિત વસ્તુ તે આત્મ પ્રાપ્તિ છે અને તેજ જીવનને સત્ય બનાવનાર પરમ સાધન છે એમ પૂર્વાત્ય પ્રજા માને છે. આ પ્રજાને પશ્ચિમની પ્રજા કેવળ સ્વપ્ન-સૃષ્ટિમાં રમનાર પ્રજા કહે છે; અને પશ્ચિમની પ્રજાને પૂર્વની પ્રજા કેવળ સ્વપ્ન સૃષ્ટિમાં રમનાર, આ જગત્‌ના ક્ષણ બે ક્ષણ ટકનાર રમકડાંઓની સાથે રમનાર પ્રજા કહે છે; અને તેને હાસ્યની સાથે વિચાર આવે છે કે આવાં આગળ વધેલાં સ્ત્રી પુરૂષો જે મિથ્યા જડ પદાર્થોને આખરે મોડા વહેલા છોડીને ચાલ્યા જવાનું છે તેનો આટલો બધો સંગ્રહ શા માટે કરતા હશે? એ બન્ને પ્રજા પોતે એક બીજાને સ્વપ્નસૃષ્ટિમાં રમનાર સમજે છે. મનુષ્ય જાતિની પ્રગતિને માટે પશ્ચિમની ભાવના જેટલી આવશ્યક છે તેટલીજ પૂર્વની ભાવના પણ આવશ્યક છે. બલકે હુંતો આને તેના કરતાં પણ વધારે આવશ્યક માનું છું. **યંત્રોથી મનુષ્ય જાતિ કદિ સુખી થઈ નથી અને કદિ સુખી થનાર પણ નથી.** જેઓ આપણને આ પ્રમાણે મનાવવાનો પ્રયાસ કરે છે તેઓ યાંત્રિક સ્થિતિમાં સુખ રહેલું છે એમ પ્રતિપાદન કરવાના, પરંતુ તે સુખ તો આપણા પોતાના મનમાંજ રહેલું છે. **જે માણસ પોતાના મનનો માલિક થાય છે તેજ માણસ માત્ર સુખી થઈ શકે છે. બીજો નહિ.** પરંતુ યાંત્રિક શક્તિ તે શી વસ્તુ છે? જે માણસ

તારથી વિદ્યુતનો પ્રવાહ મોકલાવી શકે છે તે માણુસ શા માટે એક મહાન્ અને ઘણો બુદ્ધિ વિશારદ પુરૂષ ગણાવો જોઇએ? શું પ્રકૃતિ દેવીની પ્રત્યેક પળે થતી ક્રિયાઓ તેના કરતાંએ લક્ષાવધિ અંશે વધારે અદ્‌ભુત નથી? જો આવું છે તો શા માટે એ પ્રકૃત્તિ દેવીના ચરણમાં પડી તેનું આપણે પૂજન ન કરીએ? કદિ આ સમસ્ત જગતમાં તમારી સત્તાની આણ પ્રવર્ત્તે અને કદિ આ વિશ્વમાં અણુંએ અણું પણ તમારી ઇચ્છાનુસાર ક્રિયા કરે તો તેથી શું થયું? પરંતુ જ્યાં સુધી તમે તમારી જાતને વશ કરી નથી અને તમારા પોતાની અંદર રહેલા સુખની શક્તિ પ્રાપ્ત કરી નથી ત્યાં સુધી એનાથી તમને કોઇ રીતે સુખ મળનાર નથી. પ્રકૃતિ ઉપર જય મેળવવાને અર્થેજ મનુષ્યનો જન્મ છે, એ સત્ય છે; પરંતુ પાશ્ચાત્ય પ્રજા માત્ર સ્થૂલ અને બાહ્ય પ્રકૃતિનેજ પ્રકૃતિ કહે છે. એ ખરૂં છે કે અનેક પર્વતો, સમુદ્રો, નદીઓ, તેની અનંત શક્તિઓ અને વિવિધતાને લઇને બાહ્ય પ્રકૃતિ અતિ ભવ્ય અને અદ્‌ભુત ભાસે છે, પરંતુ આંતર્ પ્રકૃતિ તેના કરતાંએ વધારે ભવ્ય અને વધારે અદ્‌ભુત છે; તે સૂર્ય અને તારાઓ કરતાં એ અધિક ઉચ્ચ છે; આપણી પૃથ્વી કરતાંએ તે અધિક ગૌરવશાલી છે; આ સ્થૂલ જગત્ કરતાંએ તે વધારે શ્રેષ્ઠ છે અને તે આપણા ક્ષુદ્ર અને અલ્પ જીવનથી પાર લઇ જઇ આપણને એક અભ્યાસનું નૂતન ક્ષેત્ર બતાવે છે. જેવી રીતે પાશ્ચાત્યો ભૌતિક ક્ષેત્રમાં શ્રેષ્ઠતા ભોગવે છે તેવીજ રીતે પૂર્વાત્યો આ ક્ષેત્રમાં શ્રેષ્ઠતા ભોગવે છે. તેટલા માટે એ વાસ્તવિકજ છે કે જ્યારે જ્યારે વિશ્વને આધ્યાત્મિક વ્યવસ્થાની જરૂર પડે છે ત્યારે ત્યારે તે પૂર્વ દિશામાંથીજ થવી જોઇએ. વળી એ પણ વાસ્તવિકજ છે કે પૂર્વના લોકોને યંત્ર વિદ્યાનું

શિક્ષણ લેવાની ઇચ્છા હોય તો તેમણે પશ્ચિમની પ્રજાના ચરણમાં બેશી તેમની પાસેથી તેનું શિક્ષણ લેવું જોઇએ; તેવીજ રીતે પાશ્ચાત્યોને જો ચૈતન્ય, આત્મા, ઇશ્વર અને આ વિશ્વના ગૂઢ રહસ્યના સંબંધમાં જ્ઞાન મેળવવું હોય તો તેમણે પૂર્વની પ્રજાના પાદમાં બેશીને જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ.

હું તમને એવા એક મહાપુરૂષના જીવનકથા કહેવા માગુ છું કે જેમણે ભારત વર્ષમાં નૂતન વ્યવસ્થાને અર્થે આવી શક્તિનું સંચાલન કર્યું છે. પરંતુ એ મહા પુરૂષની જીવન કથા કહેવાની શરૂઆત કરતાં પહેલાં ભારતવર્ષનું રહસ્ય અને ભારત વર્ષનું સ્વરૂપ તમને સમજાવવા હું કોશીશ કરીશ. જેઓનાં નેત્રો ભૌતિક પદાર્થોનાં ઐશ્વર્યોથી અંજાઇ ગયાં છે, જેઓએ ખાનપાન અને વિષય ભોગમાંજ પોતાનું સમસ્ત જીવન સમર્પ્યું છે, જેઓને જર અને જમિન જીવનનું પરમ પ્રાપ્તવ્ય છે, જેઓને ધન એજ પરમેશ્વર છે, જેઓનું લક્ષ્ય તે આ લોકમાં સુખ ચેન અને આરામની જીંદગાની છે, અને મરણ એજ જેમના જીવનનો અંત છે, જેઓનાં મન આનાથી આગળ ગતિ કરી શકતાં નથી, અને જેઓ જે વિષયના પદાર્થોમાં પોતાનુ જીવન ગાળે છે તેના કરતાં ભાગ્યેજ કોઇ ઉચ્ચ વસ્તુના સંબંધમાં વિચાર કરે છે, તેવા જનો જો હિંદુસ્તાનમાં જાય તો તેમને ત્યાં શું જણાશે? ગરિબાઇ, મલિનતા, વ્હેમો, અજ્ઞાન—અંધકાર અને જ્યાં ત્યાં તિરસ્કાર છુટે એવો પ્રકાર તેમને જણાશે. આવું જણાવાનું કારણ શું? આનું કારણ એ છે કે તેઓ પોશાકની ઠડમઠ, કેળવણી અને સામાજીક સભ્યતાનેજ સુધારણા માને છે. જ્યારે પશ્ચિમની પ્રજાઓએ પોતાની ભૌતિક સ્થિતિની સુધારણા કરવાને માટે હરેક પ્રયત્નો કર્યા છે, ત્યારે ભારત વર્ષે તેના

કરતાં જુદીજ જાતનો માર્ગ લીધો છે. આ વિશ્વમાં એવી એકજ જાતિનું અસ્તિત્વ છે કે જે જાતિએ મનુષ્યના સમગ્ર ઇતિહાસમાં, બીજા કોઇને જીતવાને માટે પોતાના રાષ્ટ્રની સીમા ઓલંઘીને પર રાષ્ટ્રમાં પગ સરખો કદિ મૂક્યો નથી, જેણે બીજાની વસ્તુ મેળવવાની કદિ લાલસા કરી નથી—અને આ જાતિ તે ભારતવર્ષની આર્યજાતિ છે. આ જાતિનો દોષ માત્ર એટલોજ કે તેમની ભૂમિ ઘણી ફળદ્રુપ અને રસાળ હતી અને પોતે ઘણી કાર્ય-કુશળ અને બુદ્ધિશાળી પ્રજા હતી. આવું હોવાને લઇને તે જાતિએ પોતાની જાતે અતિ પરિશ્રમ કરીને પોતાના દેશને અઢળક ધન ભંડારથી સમૃદ્ધિવાન બનાવ્યો હતો અને બીજી પ્રજાઓને આક્રમણ કરીને પોતાને લૂટી જવાને લલચાવી હતી. તે આર્ય પ્રજા પોતાની માલ મિલકતને લૂટી જવામાં આવે અને જંગલીના નામથી પોતાને બોલાવવામાં આવે તેમાં જરીએ દુઃખ માનતી નથી, પણ ઉલટી તેમાં તે સંતોષ માને છે. અને આના અપકારના બદલામાં તે પ્રજા આ જગતને પરત્મા સંબંધી જ્ઞાન અર્પવાની અને વિશેષમાં મનુષ્યની પ્રકૃતિના ગૂઢ રહસ્યોને જનસમાજના હિતને અર્થે ખુલ્લાં કરવાની અને મનુષ્યનાં સત્ય સ્વરૂપને આવરણથી ઢાંકી દેનાર અજ્ઞાનના પડોને ભેદી નાખવાની તે શુભેચ્છા રાખે છે. કારણ કે તેઓ આ જગતની સ્વપ્નવત્ સ્થિતિને બરાબર સમજે છે અને જાણે છે કે આ જડ, ભૌતિક જીવનની પાછળ મનુષ્યનું સત્ય અને દૈવી સ્વરૂપ રહેલું છે કે જેને કોઇ પણ પાપ મલિન કરી શકતું નથી, જેને કોઇ પણ અપરાધ દૂષિત કરી શકતો નથી, જેને કોઇપણ કામ વાસના નાશ કરી શકતી નથી, જેને અગ્નિ બાળી શકતો નથી, પાણી સડવી શકતું નથી, વાયુ સુકવી શકતો નથી અને મૃત્યુ હણી શકતું

નથી; અને જેવી રીતે પાશ્ચાત્યોને ઇન્દ્રિયજન્ય સુખના પદાર્થો સત્ય લાગે છે, તેવીજ રીતે મનુષ્યનું એ સત્ય સ્વરૂપ તે પ્રજાને સત્ય લાગે છે. જેવી રીતે તમે પાશ્ચાત્ય લોકો જય ધ્વનિ ગજાવતા તોપના મુખના સામે કુદી પડવાનું શૌર્ય બતાવો છો, અને જેવી રીતે તમે સ્વદેશાભિમાનના નામે તમારા રાષ્ટ્રના કલ્યાણને અર્થે પ્રાણાર્પણ કરવાની બહાદૂરી બતાવો છો, તેવીજ રીતે પૂર્વાત્ય આર્ય પ્રજા ઇશ્વરના નામે સર્વસ્વની કુરબાની કરવા શૌર્ય અને બહાદૂરી બતાવે છે. આર્યાવર્તમાં એવી પૃથા છે કે કોઇ પણ માણસને આ આપણું જગત્ જ્યારે પ્રપંચવાળુ, મિથ્યા, કલ્પનામૂલક અને સ્વપ્નવત્ લાગે છે. ત્યારે તે માણસ તરતજ આ જગતના વૈભવના પદાર્થોનો ત્યાગ કરી પોતાની માન્યતા સત્ય છે એમ તે જગતને સિદ્ધ કરી બતાવે છે. ત્યાં ભારતવર્ષમાં જ્યારે કોઇ મનુષ્યને પોતાના અવિનાશી સ્વરૂપનું જ્ઞાન થાય છે ત્યારે તે મનુષ્ય પોતાની સર્વ પ્રવત્તિનો ત્યાગ કરી કોઈનદી તટે નિવૃત્તિમાં પોતાનું જીવન ગાળે છે; અને જેવી રીતે તમે એકાદા નાના સરખા તણખલાને ફેંકી દઈ શકો તેવીજ રીતે તે મનુષ્યો કંઇપણ વિશાતમાં ગણ્યા વગર પોતાના દેહનો ત્યાગ કરી દે છે. તેઓ સહોદર અથવા એક પ્રિય મિત્ર તરીકે મૃત્યુને વધાવી લેવા સદા તૈયાર હોય છે અને એમાંજ તેઓનુ શૌર્ય રહેલું છે; કારણ કે તેઓને દ્રઢ પ્રતીતિ થએલી હોય છે કે તેઓનો આત્મા અજર અને અમર છે અને કોઇ કાળે તેનું મૃત્યુ નથી. આવી માન્યતામાંજ તેઓનું સામર્થ્ય રહેલું છે કે જે સામર્થ્યને લઇને એ આર્ય પ્રજા પરદેશીઓના અનેક હુમલાઓ, અનેક જુલમો અને અનેક વિધ પ્રજા-પીડનની કંઇક સદીઓ દરમ્યાન જેવીને તેવીજ ( પારમાર્થિક દ્રષ્ટિએ ) અજીત રહી

શાકી છે. એ આર્ય પ્રજા આજે અસ્તિત્વમાં છે, અને એ પ્રજામાં દારૂણ આપત્તિમાં પણ મહા પ્રભાવશાલી આત્મજ્ઞાની મહાત્માઓ ઉત્પન્ન થયા વગર રહ્યા નથી. જેવી રીતે પશ્ચિમની પ્રજામાં રાજનીતિ શાસ્ત્રમાં અને ભૌતિક વિજ્ઞાન શાસ્ત્રમાં પારંગત મહાપુરૂષો જન્મે છે. તેવીજ રીતે એશિયાની પ્રજામાં આધ્યાત્મિક શાસ્ત્રના જ્ઞાની મહાત્માઓ જન્મે છે. ચાલુ સદીની શરૂઆતમાં જ્યારે પશ્ચિમની સંસ્કૃતિના પ્રભાવની અસર ભારતવર્ષમાં ચારે તરફ પ્રસરવા માંડી હતી, જ્યારે પશ્ચિમના વિજેતાઓ હાથમાં તલવાર લઇ, તમે તદ્દન જંગલી પ્રજા છો, તમારી જાતિ મિથ્યા સ્વપ્નસૃષ્ટિમાં ઘુમનારી છે, તમારો ધર્મ કેવળ પુરાણોની મિથ્યા કલ્પનાઓથી ભરપૂર છે, અને આત્મા અને પરમાત્મા અને આવા કેટલાક વિષયો કે જેના સંબંધમાં તમારા પૂર્વજોએ અતિ પરિશ્રમપુર્વક વિચારો કર્યા છે તેમાં શબ્દ જાળ શિવાય અન્ય કશુંજ નથી, તેમાં કોઈ જાતનું તાત્પર્ય નથી, એના માટે ગાળેલા સહસ્ત્રાવધિ વર્ષો, એ સિદ્ધ કરવા માટેનાં અનંત ત્યાગના સહસ્ત્રાવધિ વર્ષો કંઇ પણ અર્થ સિદ્ધ કર્યા વગર કેવળ નકામાંજ ગયા છે, એવું ઋષિમુનિઓનાં સંતાનોને સાબિત કરી બતાવવાને ભારતવર્ષમાં આવતા હતા; ત્યારે ત્યાંના વિશ્વવિદ્યાલયોના નવયુવકોનાં મંડળો અને સમાજોમાં એક પ્રશ્ન અતિ જોસબંધ ચર્ચાઇ રહ્યો હતો કે શું અત્યાર સુધીનું આપણી સમગ્ર પ્રજાનું અસ્તિત્વ કેવળ નિષ્ફળજ નીવડયું છે ? અને જો આપણી પ્રજાનું જીવન-બંધારણ નવેસરથી પશ્ચિમની પ્રજાના ધોરણેજ રચાવું જોઇએ તો આપણા પ્રાચીન ગ્રંથોને ફાડી ટુકડે ટુકડા કરી નાખવા જોઇએ, આપણા તત્વજ્ઞાનના પુસ્તકોને બાળી ખાખ કરી

નાખવા જોઇએ, આપણા ઉપદેશકોને દેશપાર કરવા જોઇએ અને આપણા દેવ મંદિરોને તોડી જમીનદોસ્ત કરવા જોઇએ.

તલવાર અને તોપથી પોતાનો ધર્મ પ્રતિપાદન કરી બતાવનાર પશ્ચિમના વિજેતાઓએ શું એવું નથી કર્યું કે ભારતવર્ષનાં સર્વ પ્રાચીન જીવન માર્ગો કેવળ વહેમો અને મૂર્તિપૂજાના વિચારોથી ભરપૂર છે? પશ્ચિમની સંસ્કૃતિના ધોરણે સ્થપાયેલી નિશાળોમાં કેળવણી પામેલા સંતાનોના હૃદયમાં પોતાની બાલ્યાવસ્થામાંથીજ આવા વિચારોના સંસ્કારો પડતા હતા અને આથી તેમને પોતાના ધર્મશાસ્ત્રો અને પોતાની જાતિના સંબંધના અનેક જાતની શંકાઓ થતી, એમાં કાંઇજ આશ્ચર્ય જેવું નથી. પરંતુ આવી પરિસ્થિતિમાં ખોટા વિચારો અને વહેમોનો ત્યાગ કરી સત્યની યથાર્થ શોધ ન કરતાં "પશ્ચિમની પ્રજા આ વિષયમાં શું કહે છે"? આ શબ્દોનોજ સત્યની પરીક્ષાને માટે ઉપયોગ થતો. ધર્મ ગુરૂઓને કહાડી મૂકવા જોઇએ, વેદવેદાંતના ગ્રંથોને બાળી નાખવા જોઇએ, કારણકે પશ્ચિમની પ્રજાનો આવો મત છે, આવાં વચનો કેળવાયલા વર્ગમાંથી નીકળવા લાગ્યા. આને લઇને ત્યાંની આર્ય પ્રજાની લાગણી દુખાવા લાગી અને તેમાંથી ચારે તરફ અશાંતિનો ક્ષોભ વ્યાપ્યો અને કહેવાતી સુધારાની હિલચાલના આન્દોલનો ઉત્પન્ન થવા લાગ્યાં.

જો તમે ખરા સુધારક થવા માગતા હો તો તેને માટે પ્રથમ ત્રણ બાબતો તમારે ધ્યાનમાં રાખવી આવશ્યક છે. તેમાં પ્રથમ બાબત લાગણીની છે; તમારા બંધુઓ માટે શું તમને ખરેખર લાગણી થાય છે? આપણા જગતમાં ઘણુંજ દુઃખ, ઘણુંજ અજ્ઞાન અને વહેમોના અને અસત્ય વિચારનાં પડેપડ બાઝી ગયાં છે, શું તેના સંબંધમાં તમને ખરેખર લાગી આવે છે? સકળ માનવજાતિ એ બધા

તમારા બાંધવો છે એવી ભાવનાની તમને અંતઃકરણ પૂર્વક લાગણી થાય છે? આવો વિચાર કદી તમારા સમગ્ર જીવનમાં આવે છે ખરો? શું આ વિચાર તમારા લોહીમાં વહે છે? શું તમારી શિરાઓમાં આવી ભાવનાની ઝણઝણાટી કદી થઇ આવે છે ખરી? તમારા શરીરની રગેરગમાં અને પ્રત્યેક જ્ઞાન તંતુમાં શું આવા વિચારોનું પ્રવહન થઇ રહ્યું છે ખરૂં? શું સહાનુભૂતિની આવી ભાવનાથી તમારૂં હૃદય તરબોળ છે? જો એમ હોય તો માત્ર આ પ્રથમજ પગથીયું છે. ત્યાર પછી આને માટે જો તમે કોઇ ઉપાય શોધી કાઢયો હોય તો તેના સંબંધમાં તમારે વિચાર કરવો જોઇએ. પ્રાચીન કાળના વિચારો કદાપિ વહેમોથી ભરપૂર પણ હોય તથાપિ એવા વિચાર સમુહની અંદર અને બહાર સર્વ બાજુમાં સુવર્ણની અને સત્યની લગડીઓ રહેલી છે. કોઇ પણ જાતની મલિનતાનો સ્પર્શ લાગ્યા વગર તે સુવર્ણને સદા વિશુદ્ધ રાખવાનો તમે કોઇ ઉપાય શોધી કહાડયો છે ખરો? જો એવો ઉપાય તમે શોધી કહાડયો હોય તો તે માત્ર બીજું પગથીઉં છે; અને ત્યાર પછી માત્ર એક છેલ્લી બાબત આવશ્યક રહી, અને તે તમારા આંતર હેતુના સંબંધમાં છે. સુધારાની ચળવળ કરવામાં તમારો હેતુ શો છે? તમારી ખાત્રી છે કે તમો કોઇ પણ જાતની દ્રવ્યની લાલસાથી, અથવા કોઇ પણ જાતની નામ કીર્તિથી, અથવા કોઇ પણ જાતની સત્તના પ્રલોભનથી જરી પણ ડગવાના નથી? એવો તમારો ખરેખર દ્રઢ નિશ્ચય છે ખરો કે એક વખત આખી દુનિયા વિરોધમાં સામે આવી જાય અને તમને કચરી નાખવા તૈયાર થાય તો તેવા વખતમાં પણ તમે તમારી ભાવનાઓને બરાબર વળગી રહેશો અને તમારૂં કામ આગળ ચલાવ્યાજ કરશો? તમને ખાત્રી છે કે તમારી શી ઇચ્છા છે તે તમે

જાણો છો અને તમારા જીવનના જોખમે પણ તમે તમારૂં કર્તવ્ય બજાવ્યા જ કરશો? તમારો એવો નિશ્ચય છે ખરો કે તમારા સમગ્ર જીવન પર્યંત, તમારા હૃદયના છેલ્લામાં છેલ્લા ધબકારા સુધી તમે તમારો યત્ન કર્યાજ કરશો. જો આવો તમારો નિશ્ચય હોય તો તમે એક સત્ય સુધારક, સત્ય ઉપદેશક, એક યોગ્ય ગુરૂ અને મનુષ્ય જાતિને એક ખરા આશિર્વાદ રૂપ છો, એમાં જરીએ શંકા નથી. પરંતુ માણસ જાતિ એટલી બધી અધિરાઈ અને ટુંકી દ્રષ્ટિ વાળી છે કે તેને કાર્યનું પરિણામ આવતાં સુધી ધૈર્ય રહી શકતું નથી. તેમજ તે પરિણામ જોવાની તેનામાં શક્તિ પણ હોતી નથી. તેને બીજા ઉપર સત્તા જમાવવાની ઈચ્છા હોય છે, તેને તત્કાળ ફળ મેળવવાની અભિલાષા હોય છે. આનું કારણ શું? આનું કારણ એજ છે કે જે પોતે સુધારાને નામે લોકોપયોગી કાર્યો કરે છે તેનું ફળ તેને પોતાનેજ ભોગવવાની મુરાદ હોય છે, વાસ્તવિક રીતે જોતાં તેને બીજાને માટે લાગણી હોતી જ નથી. કર્તવ્યને અર્થેજ કર્તવ્ય એવી ભાવનાથી તે પોતાના કર્તવ્યો કરતો નથી; પરંતુ તે તો ફળની અપેક્ષાથીજ કર્તવ્યો કરતો હોય છે. ગીતાજીમાં શ્રીકૃષ્ણે જણાવ્યું છે કે "**कर्मण्येवाधिकारस्ते । माफलेषु कदाचन ॥**"—"તારો કર્મ કરવાનોજ અધિકાર છે પણ ફળનો નથી." આપણે શા માટે ફળને વળગી રહેવું જોઇએ? આપણે તો કર્મમાંજ નિષ્ઠા રાખવી જોઇએ. ફળ ફળનું કામ કરી લેશે. એની ચિંતા આપણે શા માટે રાખવી જોઇએ? આપણને ચિંતા તો માત્ર આપણા કર્મનીજ હોવી જોઇએ. પરંતુ મનુષ્યને ધૈર્ય રહેતું નથી અને ફળ મેળવવાને અર્થે તે અનેક પ્રકારના કાર્યની ઘટનાઓ કરે છે. આપણા જગતમાં લગભગ સઘળા કહે-

વાતા સુધારકો આવાજ પ્રકારના હોય છે અને સત્ય સુધારક તો ક્વચિત્‌જ મળી આવે છે.

મેં તમને પ્રથમ જણાવ્યું તે પ્રમાણે જ્યારે ભૌતિક અને જડવાદના મોજાંઓ હિંદુસ્થાનના કિનારાઓ ઉપર ઉછળતા અફળાવા લાગ્યાં અને જાણે તે ૠષિમુનિઓના ધર્મોપદેશ અને તેમના વિચારોને ઘસડી જશે એવો સંભવ જણાતાંજ ભારતવર્ષમાં સુધારાની હિલચાલ આરંભાઇ; પરંતુ આર્યાવર્તની પ્રજા આજ સુધીમાં પરિવર્તનના આવા સહસ્ત્રાવધિ મોજાંઓના આઘાતો વેઠી ચુકી હતી. અને તે આઘાતોનો વિચાર કરી જોતાં તો તેના પ્રમાણમાં આ આઘાતો ઘણાજ નરમ અને સાધારણ હતા. આની પૂર્વે એક પછી એક એવા ઉપરા ઉપરી અનેક મોજાંઓ આવતા રહ્યા હતા, અને આખા દેશમાં જલ-પ્રલય વ્યાપી ગયો હતો, અને આથી કઇંક સદીઓ સુધી વિધ્વંશ અને વિનાશ ચાલુ રહ્યો હતો; ચારે તરફ તલવારોના ચમકારા થતા રહ્યા હતા; અને દીન દીનના પોકારો ભારતવર્ષના આકાશના વાતાવરણને ભેદી નાખતા હતા. પરંતુ આવા પ્રલયો પણ આખરે શમી ગયા હતા અને રાષ્ટ્રીય ભાવનાઓને અને વિચારોને કશીજ અસર થવા પામી નહોતી. ભારતવર્ષનાં જીવન તત્વો જેવાને તેવાંજ અવિકૃત અને અચળ રહ્યાં હતાં.

ભારતીય પ્રજાનો કોઇ કાળે નાશ થઇ શકે તેમ નથી. તે સદા અજર અમર છે. અને જ્યાં સુધી તે પોતાનો સ્વભાવ પ્રાણ સમાન ગણી સાચવી રાખશે અને મર્ણાતે પણ તે પોતાનો ચૈતન્ય ધર્મ કદી છોડશે નહિ; ત્યાં સુધી તે સદા સર્વદા અજર અને અમરજ રહેશે. ભલે તે આર્ય સંતાનો ભિક્ષુકની દશા ભોગવતા હોય, ગરિબાઇ અને કંગાળ સ્થિતિથી પીડાતા હોય, અને ભલે તેમનો સમગ્ર જીવન

મલિનતા અને ગંદવાડથી વ્યાપ્ત હોય પરંતુ ઇશ્વર સંબંધી લક્ષ્ય તેમણે કદી છોડવું ન જોઇએ, અને તેઓ ૠષિમુનિઓના સંતાનો છે, એ ભાવનાનું કદાપિ તેઓને વિસ્મરણ થવું ન જોઇએ. જેવી રીતે યુરોપમાં એક સાધારણમાં સાધારણ માણસ પણ મધ્યકાળના લૂંટનું કામ કરનારા અમીરોના વંશના પોતાને વંશજ મનાવવામાં ગૌરવ સમજે છે, તેવીજ રીતે ભારતવર્ષમાં ચક્રવર્તિ મહારાજા સરખો પણ અરણ્યમાં વસતા, શરીરે વલ્કલ ધારણ કરતા, કંદમૂળ ખાઇ જીવનનિર્વાહ ચલાવતા અને સદા પરમાત્માના ધ્યાનમાંજ નિમગ્ન રહેતા કોઇ ભિક્ષુક ૠષિના સંતાન પોતાને માનવામાં માનપ્રદ સમજે છે. ભારત વર્ષમાં પ્રત્યેક મનુષ્ય પોતાની ઉત્પત્તિ ૠષિમુનિઓથી થએલી શોધી કહાડવાને સદા પ્રયત્ન કરે છે. અને અમારે આવાજ પ્રકારના વંશની આવશ્યકતા છે. અને આ પ્રમાણે જ્યાંસુધી અમારો વિશુદ્ધિ અને પવિત્રતામાં પરમ સદ્‌ભાવ છે ત્યાં સુધી હિન્દુસ્તાનનો કદાપિ વિનાશ થવાનો નથી.

આવી રીતે ભારતવર્ષમાં જે વખત સુધારણાની અનેક પ્રકારની નવી નવી હિલચાલો ચાલી રહી હતી, તે વખતે બંગાળા પ્રાંતના અતિ દૂરના એક નાના સરખા અપ્રસિદ્ધ ગામડામાં એક ગરીબ બ્રાહ્મણ કુટુંબને ઘેર ઇ. ૧૮૩૫ ના ફેબ્રુઆરીની ૨૦ મી તારીખે એક બાળકનો જન્મ થયો. તે બાળકના માતા પિતા કેવળ જુના વિચારના ધર્મપરાયણ જનો હતાં. જુના વિચારના ખરેખરા ધર્મપરાયણ બ્રાહ્મણનું જીવન તે એક નિરંતર ત્યાગનુંજ જીવન હોય છે. તે પોતાના નિત્ય નૈમિત્તિક ધર્મકર્મો શિવાય સંસારના પ્રાપંચિક પ્રસંગોમાં ભાગ્યે જ પડે છે, અને સાંસારિક અન્ય વ્યવસાયમાં એણે માથું મારવુંજ

ન જોઇએ. વળી આ ઉપરાંત તેણે જેની તેની પાસેથી દાન ન જ લેવું જોઇએ. ખરેખરા ધર્મપરાયણ બ્રાહ્મણની જીવનચર્યા કેવી કઠિન છે, એની તમે આ ઉપરથી સહજ કલ્પના કરી શકશો. તમે બ્રાહ્મણો અને તેમના પુરોહિતપણાની ખટપટોના સંબંધમાં ઘણું ઘણું સાંભળ્યું હશે; પણ તમારા માંહેલા થોડાકેજ શાંત ચિત્તે વિચાર કરી કારણ શોધ્યું હશે, કે એવું તે એમની અંદર શું છે કે જેને લઇને તે ચમત્કારી માનવ–વર્ગ અન્ય પોતાના માનવબંધુઓ ઉપર પોતાની સત્તા ભોગવે છે. આર્યાવર્તમાં તેઓ બધા કરતાં ગરીબમાં ગરીબ વર્ગ છે. અને તેમના સામર્થ્યનું રહસ્ય તેમના ત્યાગ પ્રધાન જીવનમાં રહેલું છે. તેઓ કદિ ધનની તૃષ્ણા કરતા નથી. દુનિયામાં સર્વથી અધિક કંગાળમાં કંગાળ ધર્મ ગુરૂપદ બ્રાહ્મણોનું છે; અને તેટલા માટેજ તે સર્વથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સામર્થ્યવાન્ છે. આવી દરિદ્ર અવસ્થામાં પણ કોઇ બ્રાહ્મણ સ્ત્રી નાનાં નાનાં ગામડાઓમાં આંગણે આવી ચડેલા ગરીબ અભ્યાગતને કંઇને કંઇ ભિક્ષાન્ન આપ્યા વગર વિમુખપણે જવા દેશે નહિ. હિન્દુસ્તાનમાં માતાઓનું આ ઉચ્ચમાં ઉચ્ચ કર્તવ્ય ગણાય છે; અને હિન્દુસ્તાનમાં સ્ત્રીઓ માતાની પદવી ધરાવે છે તેથી તેમણે સર્વને જમાડી પોતે છેક્ષામાં છેલ્લું જમવું જોઇએ એવો તેમનો ધર્મ છે. પોતે જમતાં પહેલાં બધાં જમી રહ્યા છે કે નહિ તેની બરાબર તેણીએ તપાસ કરવીજ જોઇએ. ભારતવર્ષમાં માતાઓ ઇશ્વરી તરીકે પુજાય છે તેનું કારણ આજ છે. આપણા પ્રસ્તુત નાયકની માતા તે એક આદર્શ હિંદુમાતા હતી. હિંદુસ્થાનમાં જેમ વિશેષ ઉચ્ચ વર્ણ તેમ તેને વિશેષને વિશેષ ધર્મમર્યાદા પાળવાની હોય છે. નીચ વર્ણના લોકો

અમે તે ખાઇ પી શકે છે; તેમાં તેને કશો બાધ હોતો નથી; પરંતુ મનુષ્ય સમાજમાં જેમ જેમ વધારેને વધારે ઉચ્ચપદ પ્રાપ્ત કરે છે, તેમ તેમ તેને વધારેને વધારે ધર્મ-શાસ્ત્રની આજ્ઞાનુસાર ધર્મમર્યાદાનો અંકુશ વધતો જાય છે. અને અંતે સમાજમાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ બ્રાહ્મણજાતિ કે જે વંશપરંપરાગત ધર્મગુરૂની પદવીને ધારણ કરે છે તેને તેઓ જ્યારે પામે છે, ત્યારે તો મેં પૂર્વે જણાવ્યું છે તે પ્રમાણે, તેમનું જીવન ઘણુંજ ધર્મઅંકુશથી મર્યાદિત થઇ જાય છે. પશ્ચિમની પ્રજાના સામાજીક રીતરીવાજો સાથે સરખાવી જોતાં તે તેમનું જીવન કેવળ સર્વથા તપસ્વી-નુંજ જીવન કહેવાય. પરંતુ તે જાતિમાં દૃઢતાનો મહાન ગુણ રહેલો છે; તેઓએ જો કોઇ પણ વિચાર અથવા ભાવનાની સિદ્ધિ લાવવાનો નિશ્ચય કર્યો, તો તેઓ ગમે તેમ કરીને તેની સિદ્ધિ લાવવાજ; એટલુંજ નહિ પણ જો તેની સિદ્ધિ એક પેઢીએ ન પમાઇ તો વંશપરંપરાગત તે વિચાર અને ભાવના ચાલ્યાજ કરવાની. અને આખરે તેઓ તેનું કાંઇને કાંઇ પરિણામ લાવવાનાજ. એકવાર તેમની અંદર કોઇ નવો વિચાર અથવા કોઇ નવી ભાવના તમે જો દાખલ કરી શક્યા, તો તે વિચાર અને ભાવનાને પાછી કઢાવવી એ કોઇ રીતે સહેલું કામ નથી, પણ પ્રથમ નવો વિચાર અથવા નવી ભાવના તેમનામાં દાખલ કરવી મુશ્કેલ છે.

એટલા માટેજ ધર્મના જુના વિચારને વળગી રહેનાર હિંદુઓ પોતાની જુના વિચારોની મર્યાદા તોડી કદિ બહાર જવા માગતા નથી અને સર્વાંશે અને સર્વથા પોતાના જ વિચારો અને ભાવનાઓની મર્યાદામાં જીવન-ચર્યા ગા-ળવાનું પસંદ કરે છે. તેમની જીવન-ચર્યાના સંબંધમાં નાની

સૂક્ષ્મમાં સૂક્ષ્મ બાબત અમારા પ્રાચીન ધર્મગ્રંથોમાં આપવામાં આવી છે, અને તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ બાબત તેઓ અચળ દૃઢતાથી પાળે છે. તેઓ ભૂખે મરશે તે હા, પરંતુ તેઓ પોતાના નાના સમાજ શિવાયના બીજા કોઇ વર્ણના માણસના હાથનું રાંધેલું ખાવાનું કદિ પ્રસંદ કરશે નહિ. પણ આની સાથે સાથે તેઓની અંદર તીવ્રતા અને જબ્બરજસ્ત આતુરતાના ગુણો રહેલાં છે. એ તીવ્ર શ્રદ્ધા અને ધાર્મિક જીવનનું પ્રાબલ્ય જુના વિચારના હિંદુઓમાં જોવામાં આવે છે; અને તેનું કારણ એ છે કે જે તેઓ માને છે "તે સત્ય છે" એવા અચળ નિશ્ચય ઉપર તેઓના જુના માન્યતાના વિચારો બંધાયલા છે. જે જે માન્યતા અને શાસ્ત્ર વિધાન પાળવામાં તેઓ આવી ખંત અને અચળ શ્રદ્ધા રાખે છે તે આપણને કદાચિત્ સત્ય અને યોગ્ય નહિ જણાય પરંતુ તેમને તો તે સત્ય અને યોગ્ય લાગે છે. અમારા ધર્મ-શાસ્ત્રોમાં આજ્ઞા કરવામાં આવી છે કે પોતે અતિ કષ્ટ વેઠીને પણ પરોપકાર કરવો જોઇએ. બીજાને અન્નદાન આપી એનો પ્રાણ બચાવવામાં પોતાના પ્રાણનો ભોગ આપવો પડે તો તે પણ આપવો જોઇએ, અને તે પ્રમાણે જો શાસ્ત્ર--આજ્ઞા પાળવામાં આવે તો ધર્મનું યથાર્થ પાલન કર્યું કહેવાય છે, અને દરેક મનુષ્યે એવો ધર્મ પાળવોજ જોઇએ એવી જન-સમાજની માન્યતા છે. અને ખાસ કરીને બ્રાહ્મણે તો આ શાસ્ત્રઆજ્ઞા પ્રાણાંતે પણ પાળવીજ જોઇએ. જેઓએ ભારત-વર્ષનું પ્રાચીન સાહિત્ય વાંચ્યું છે તેઓ મહાભારતમાં વર્ણ-વેલી, ઉત્કૃષ્ટ દાનની એક સુંદર કથાનું સ્મરણ કરી શકશે કે એક અભ્યાગતને અન્નદાન આપવામાં અને તેનો પ્રાણ બચાવવામાં એક આખું કુટુંબ અન્ન વગર ભૂખથી મરી ગયું હતું અને પોતાના ખાવાનો છેલ્લામાં છેલ્લો કોળીયો પણ એ અતિથિનો પ્રાણ બચાવવા માટે એ કુટુંબે આપ્યો

હતો. આ કથા અતિશયોક્તિની નથી, કારણકે હાલમાં પણ આવા પ્રસંગો ત્યાં પ્રચલિત છે. મારા ગુરૂદેવની માતા અને પિતાનું ચરિત્ર ઉપરની કથાના ચરિત્રને ઘણું ખરૂં મળતું હતું. તેઓ ઘણી ગરિબ સ્થિતિના હતા, છતાં ઘણી વખત તેમની માતા પોતે આખો દિવસ ભૂખ્યા રહીને પણ દરિદ્ર અભ્યાગતને અન્નદાન આપતાં. આવાં માતપિતાને ત્યાં આ બાળકનો જન્મ થયો હતો અને તેનો સ્વભાવ બાલ્યાવસ્થામાંથીજ ઘણો વિલક્ષણ હતો. પોતાના જન્મથી જ તે બાળક પોતાના પૂર્વ જન્મના પ્રસંગોને યાદ કરી શકતો હતો અને પોતાનો વર્તમાન જન્મ શા હેતુને માટે છે તેનું તેને બરાબર જ્ઞાન હતું; અને તે હેતુની સિદ્ધિને અર્થે પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. એ બાળકની બાલ્યાવસ્થામાંજ એના પિતાનો દેહાન્ત થયો હતો, અને ત્યાર પછી તે બાળકને ભણવાને માટે નિશાળે મૂકવામાં આવ્યો હતો. બ્રાહ્મણના બાળકે અવશ્ય નિશાળે જવુંજ જોઇએ, એવી હિંદુ શાસ્ત્રની આજ્ઞા છે; માત્ર શાસ્ત્રમાં પારંગત થવાનું બ્રાહ્મણોનું કર્તવ્ય છે. હિંદુસ્થાનની પ્રાચીન શિક્ષણની પ્રથા કે જે હાલમાં પણ દેશના ઘણા ભાગોમાં પ્રચલિત છે અને તેમાં પણ ખાસ કરીને સન્યાસીઓના શિક્ષણના સંબંધની પ્રથા વર્તમાન્ કેળવણીની પ્રથા કરતાં ઘણીજ જુદી જાતની હતી. શિક્ષણ લેવામાં વિદ્યાર્થીને કાંઇ પણ ફી આપવી પડતી નહિ પ્રાચીન એવી માન્યતા હતી કે જ્ઞાન ઘણું પવિત્ર છે અને તેનો કોઇ રીતે વિક્રય નજ થવો જોઇએ. જ્ઞાન-દાન મુક્ત હસ્તે અપાવું જોઇએ અને તેના બદલામાં કાંઇપણ મૂલ્ય લેવાવું ન જોઇએ. પ્રાચીન કાળમાં વિદ્યાર્થીઓને ગુરૂઓ કાંઇ પણ મૂલ્ય લીધા વિના વિદ્યાદાન આપતા હતા. એટલુંજ નહિ પણ બહુધા તો તેઓ વિદ્યાર્થીઓને અન્ન અને વસ્ત્ર પણ આપતા હતા.

આવા ગુરૂઓના નિભાવને અર્થે ધનાઢ્ય કુટુંબો, લગ્ન અને ઉત્તર ક્રિયા જેવા પ્રસંગોએ, તેમને દક્ષિણા અને દાનના રૂપમાં દ્રવ્ય આપતા. અમુક પ્રકારની દક્ષિણા અને દાનનો અધિકાર પ્રધાનતઃ ગુરૂનોજ મનાતો હતો અને તેઓ તેના બદલામાં વિદ્યાર્થીઓને વિદ્યા-દાન અને અન્ન વસ્ત્ર આપવાનું પોતાનું કર્તવ્ય સમજતા હતા. આ બાળક કે જેની જીવનકથા હુ તમને કહી રહ્યો છું તેને તેના પોતાનાથી એક મોટો ભાઇ હતો અને તે શાસ્ત્રજ્ઞ અને પંડિત હતો, તેની સાથે તેણે નિશાળે જવા માંડ્યું. નિશાળે ગયા પછી થોડા સમયમાંજ તે બાળકને ખાત્રી થઇ કે આ શિક્ષણ બધું ઐહિક-જડ પદાર્થોના સુખને અર્થેજ છે, અને તેથી તેણે આવી વિદ્યાનું શિક્ષણ લેવાનું છોડી દેવાનો અને પ્રભુ પ્રાપ્તિને અર્થે જીવન ગાળવાનો દૃઢ નિશ્ચય કર્યો. કુટુંબમાં પિતાનો અવસાન થએલો હોવાથી કુટુંબ ઘણી ગરિબ સ્થિતિમાં આવી ગયું હતું અને તેથી આ બાળકને પોતાનું જીવન-નિર્વાહનું સાધન મેળવવાની ફરજ પડી. કલકત્તાની સમિપમાં એક મંદિર છે, ત્યાં તે બાળક ગયો અને ત્યાં તેણે પૂજારીની વૃત્તિ સ્વીકારી. હિંદુસ્થાનમાં દેવ-મંદિરમાં પૂજારીની વૃત્તિ સ્વીકારી એ બ્રાહ્મણને માટે ઘણુંજ હલકું અને અધમ ગણાય છે. અમારા દેવ-મંદિરો તે તમારા ચર્ચો નથી, ચર્ચ એ શબ્દનો જે અર્થ તમે કરો છો તે અર્થમાં તમારા ચર્ચો એ અમારા દેવ મંદિરો નથી, અર્થાત્ તે દેવ મંદિરો સાર્વજનિક પ્રભુ-પૂજનનાં સ્થાન નથી. કારણ કે ખરી રીતે કહીએ તો ભારતવર્ષમાં સાર્વજનિક પ્રભુ-પૂજન જેવી કોઇ વસ્તુજ નથી. ત્યાં શ્રીમંતો ઘણે ભાગે પુણ્ય કર્મની ભાવનાથી મંદિરો બંધાવે છે.

ત્યાં કોઇ ગૃહસ્થ પાસે જો પુષ્કળ સંપત્તિ હોય છે તો તે દેવ-મંદિર બંધાવે છે, અને તેમાં કોઇ પ્રભુના અવતારની પ્રતિમાની અથવા લીંગની સ્થાપના કરે છે અને ત્યાર પછી તેને પ્રભુ પ્રત્યર્થે પુજન કરવા સારૂ જન સમાજને સમર્પવામાં આવે છે. એ મંદિરોની ઉપાસના વિધિ રોમન કેથોલિક ચર્ચોમાં થતી ઉપાસના વિધિના જેવીજ હોય છે. તે ઘણીખરી *માસને ( Mass ) મળતી જ વિધિ છે. ત્યાં વેદ ઇત્યાદિક પવિત્ર ગ્રંથોમાંથી કેટલાક મંત્રો અને પવિત્ર સ્તોત્રો બોલવામાં આવે છે, એ પ્રતિમાની આરતી ઉતારવામાં આવે છે અને આપણે અહીં જેવી રીતે કોઇ મહાન્ પુરૂષનું સન્માન કરીએ છીએ તેવી રીતે તે પ્રતિમાનું દરેક રીતે આરાધન કરવામાં આવે છે. ત્યાંના દેવાલયોમાં જે ઉપાસના વિધિ ચાલે છે; તે આજ છે. જેઓ મંદિરોમાં દર્શન કરવા જાય છે તેઓ, દર્શન કરવા નથી જતા તેના કરતાં, કોઇ રીતે વધારે સારા ગણાતા નથી. વાસ્તવિક રીતે જોતાં તો મંદિરે નહિ જનાર પુરૂષજ વધારે પવિત્ર અને વધારે ધર્મનિષ્ઠ ગણાય છે; કારણ કે આર્યાવર્તમાં ધર્મએ પ્રત્યેક મનુષ્ય જીવનમાં ગુપ્તપણે બજાવવાનો કર્તવ્ય ભાગ છે, અને તેથી પ્રાર્થના ઇત્યાદિક પ્રભુ-ભક્તિ પોતાના ઘરમાંજ ગુપ્તપણે કરવામાં આવે છે. અને તેનેજ ખરી પ્રભુ-ભક્તિ કહેવામાં આવે છે. ઘણાંજ પ્રાચીનકાળથી અમારા દેશમાં એવી માન્યતા મનાતી આવી છે કે મંદિરમાં પુજારીનું કામ કરવું એ અતિ પતિત અને અતિ અધમ વૃત્તિ છે. આ ઉપરાંત શિક્ષણની પ્રણાલિકાના જેવીજ આની અંદર ભાવના રહેલી

* Mass, માસ એટલે રોમન કેથોલિક ધર્મની એક જાતની ભક્તિનો પ્રકાર.

છે, અને ધર્મની દૃષ્ટિએ જોતાં તો શિક્ષણ કરતાં એ આની અંદર એ ભાવનાની ઘણીજ મહત્તા રહેલી છે. છતાં મુદ્દો એ છે કે મંદિરોમાં પૂજારીઓ પૂજા કરવાના બદલામાં દ્રવ્ય લેછે અને પોતાના પવિત્ર કાર્યને બજારની વિક્રય વસ્તુના જેવી બનાવી દેછે. અને આથીજ તેઓ જન–સમાજની દૃષ્ટિમાં અધમ જણાય છે. આવું છતાં આપણી કથાના નાયકને પોતાની દરિદ્ર અવસ્થાને લઇને બીજો કોઇ પણ ધંધો ન મળવાથી જ્યારે આખરે આવો પૂજારીનો ધંધો લેવો પડયો ત્યારે એના મનની શી સ્થિતિ થઇ હશે તેની તમે કલ્પના કરી શકશો.

બંગાળામાં ભિન્ન ભિન્ન અનેક કવિઓ થઇ ગયા છે. તેમનાં રચેલાં પદ્યો ત્યાંના જનસમાજમાં સર્વત્ર પ્રસરી ગયાં છે, અને કલકત્તાના રાજમાર્ગોમાં તેમજ પ્રત્યેક ગામડામાં ગવાતાં સાંભળવામાં આવે છે. આ પદ્યોનો મોટો ભાગ ધાર્મિક પદ્યો છે. એ બધામાં પ્રધાનતઃ એક ભાવ તે પ્રભુ–સાક્ષાત્કારનો ભાવ રહેલો છે. આ ભાવ ભારતવર્ષના ધર્મોમાં વિશિષ્ટપણે જોવામાં આવે છે. એવું કોઇ પણ ત્યાં ધર્મ પુસ્તક નથી કે જેની અંદર ઇશ્વર સાક્ષાત્કારના આ ભાવનો ધ્વનિ નીકળતો ન હોય. મનુષ્યે ઇશ્વરનો સાક્ષાત્કાર, ઇશ્વરનો સ્વાનુભવ, ઇશ્વરના દર્શન કરવાંજ જોઇએ અને ઇશ્વર સાથે વાર્તાલાપ કરવોજ જોઇએ.

ભારતવર્ષના ધર્મનું આજ સત્ય સ્વરૂપ છે. ઇશ્વરનો સાક્ષાત્કાર કરી ચુકેલા અનેક સંત મહંતો અને મહાત્માઓની જીવન કથાઓથી ભારતીય વાતાવરણ ભરપૂર છે. આવા સિદ્ધાંત ઉપરજ તેમના ધર્મનો પાયો રચાયલો છે. અને અમારા સર્વ પ્રાચીન પુસ્તકો અને ધર્મગ્રંથો એ આધ્યાત્મિક બાબતોનો જેમણે સ્વાનુભવથી સાક્ષાત્કાર

કર્યો છે એવા મહાપુરૂષોએ લખેલા છે. આ પુસ્તકો બુદ્ધિવાદને માટે રચાયલાં નથી, તેમજ કોઇ તર્કથી તે સમજી શકાય એમ નથી, કારણ કે આ પુસ્તકોમાં જે વિષયો પ્રતિપાદન કરવામાં આવ્યા છે તે વિષયોનો સાક્ષાત્કાર જેમણે કરેલો છે તેમણે જ તે પ્રતિપાદન કરેલાં છે, અને તે વિષયો તેજ મહાપુરૂષો ગ્રહણ કરી શકે એમ છે કે જેઓ એવી ઉચ્ચ ભૂમિકા સુધી પહોંચેલા છે. તે મહાપુરૂષોનું એવું કહેવું છે કે " આ જીવનમાંજ ઇશ્વરનો સાક્ષાત્કાર થઇ શકે છે અને તેનો માર્ગ સર્વ કોઇને માટે ખુલ્લો છે. " અને હું જો મારો વિચાર જણાવું તો આવી શક્તિનો જ્યારે વિકાસ થાય છે ત્યારેજ ધર્મની ખરી શરૂઆત થાય છે. સર્વ ધર્મોમાં આજ મુખ્યપણે સિદ્ધાંત રહેલો છે. અને આથીજ ઉત્તમોત્તમ છટાદાર વકતૃત્વ શક્તિથી અને શ્રોતાઓને સચોટ ખાત્રી કરી આપે એવા અપૂર્વ તર્કવાદ અને દલિલોથી ઉંચામાં ઉંચા સિદ્ધાંતો ઉપર કોઇ ઉપદેશક આવીને ઉપદેશ આપે છે તો પણ તેની પાસે કોઈ સાંભળનાર સરખું આવતું નથી. અને કોઇ એક ગરિબ માણસ કે જે ભાગ્યેજ પોતાની માતૃભાષાઓ પણ બરાબર બોલી શકે છે તેના જીવન કાળમાંજ લગભગ અડધી પ્રજા તેની ઇશ્વર તરીકે પૂજા કરે છે. એ પુરૂષ ઇશ્વર સાક્ષાત્કારની છેલ્લી ભૂમિકાએ પહોંચ્યો છે, અને ધર્મ એ તેને હવે અનુમાન કે કલ્પનાનો વિષય રહ્યો નથી, અને ધર્મ, આત્મા અને પરમાત્માનું અમરત્વ એવા મહત્વના પ્રશ્નોના સંબંધમાં એ હવે ઘોર અંધકારમાં ફાંફાં મારતો નથી, એવી હકિકત કોઇ પણ રીતે બહાર આવ્યા બરોબર ચારે તરફથી લોકોના ટોળે ટોળાં એ મહા પુરૂષના દર્શન કરવા આવે છે અને ધીરે ધીરે એક ઇશ્વર અવતાર તરીકે પૂજાવા લાગે છે.

જે મંદિરમાં મારા ગુરૂદેવ પૂજારીનું કામ કરવાને નિયોજાયા હતા તે મંદિરમાં આનંદમયી કાલી માતાની પ્રતિમા હતી; તે પ્રતિમાની આ બ્રાહ્મણ કુમારને સવાર અને સાંજ પૂજા કરવાની હતી. એ પૂજા કરતાં કરતાં એને વિચારો આવવા લાગ્યા કે આ તે માત્ર પાષાણની પ્રતિમાજ છે કે તેમાં કાંઇ સત્ય રહેલું છે? આ વિશ્વમાં વિશ્વ વિહારિણી આનંદમયી મૈયા વિરાજે છે, એ શું સત્ય છે? એ મૈયા આ વિશ્વમાં વિરાજી વિશ્વનું નિયંત્રણ કરે છે એ ખરૂં છે કે માત્ર એ કલ્પનાજ છે? ધર્મમાં કાંઇ સત્ય રહેલું છે ખરૂં?" આવી આવી શંકાઓ એ બ્રાહ્મણ બાળકની બુદ્ધિ પ્રદેશમાં ઉઠવા લાગી. આવા પ્રકારની સંશયોની સ્થિતિ લગભગ સર્વ હિંદુ સંતાનોને પ્રાપ્ત થાય છે. અમે જે કૃત્ય કરીએ છીએ તે સત્ય છે કે નહિ? અમારે ત્યાં આવો સંશયાત્મક પ્રશ્ન જાથુનો છે. જો કે અમારે ત્યાં આત્મા પરમાત્માના સંબંધમાં જોઇએ એટલા અનુમાનાદિ પ્રમાણો અને જોઇએ એટલા તર્ક શાસ્ત્રો મોજુદ છે; પરંતુ એ કલ્પનાઓ અને એ અનુમાનોથી અમારા મનનું સમાધાન થઈ શકતું નથી. કોઇ પુસ્તક કે કોઇ તર્કવાદથી અમારા મનને ખુલાસો થવાનો નહિ. એક ઇશ્વર સાક્ષાત્કારનો વિચારજ અમારા અહસ્ત્રાવધિ લોકોના મનમાં દૃઢપણે રમી રહ્યો છે. ઇશ્વરનું અસ્તિત્વ છે એ વાત સત્ય છે? એ જો સત્ય હોય તો હું તેના દર્શન કરી શકીશ? મને સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર થઇ શકશે ખરો? આવા પ્રશ્નો અમને થયાજ કરે છે. પાશ્ચાત્ય મનુષ્યને ભલે આ અવ્યવહારૂ લાગે; પરંતુ અમને તો તે પૂર્ણપણે વ્હેવહારૂ લાગે છે. આ વિચારની સિદ્ધિને અર્થે તો અમારે ત્યાં હજારો લોકો પ્રાણાર્પણ કરે છે. એ વિચારો સિદ્ધ કરવાને માટે પ્રત્યેક વર્ષે સેંકડો હિંદુઓ પોતાના ઘરબાર

અને પોતાના સ્રી પુત્રાદિકનો ત્યાગ કરી દે છે. અને એ માંહેલા કેટલાક સત્યના આવા માર્ગમાં વિચરતાં અને ઉગ્ર તપ આચરતાં પોતાનો દેહ પણ છોડે છે. આ બાબત પશ્ચિમની પ્રજા જનોને કેવળ કાલ્પનિકજ લાગવાની, પરંતુ આ ભાવનામાં હું તો પરમ સત્ય જોઇ શકું છું. અને પશ્ચિમના દેશોમાં આટલા બધા વર્ષો રહ્યા પછી પણ હજુ હું એ ભાવનાને પૂર્ણપણે સંભવિત અને શક્યજ માનું છું. મારી ભાવના હજી જેવી ને તેવી અવિચળ છે અને તેમાં જરી પણ પરિવર્તન થવા પામ્યું નથી.

તમે ભલે લાખો મનુષ્યો ઉપર અમલ ચલાવનાર રાજા રાજેંદ્ર હો કે રસ્તાઓમાં મહેનત મજૂરી કરી પોતાનું પેટ ભરનાર એક મજૂર હો પરંતુ તમારૂં જીવન તો ક્ષણિકજ છે. તમે ભલે પૂર્ણપણે આરોગ્યવાન્ હો કે કેવળ રોગગ્રસ્ત હો તથાપિ તમારૂં જીવન તો ક્ષણભંગુરજ છે. હિંદુ કહે છે કે આવા જીવનાના સમાધાનનો એકજ માર્ગ છે અને તે માર્ગને તેઓ ઇશ્વર અને ધર્મના નામે ઓળખે છે. જો આ માર્ગની યથાર્થતા આપણા જીવનમાં આપણે સિદ્ધ કરી શકયા તો આપણા જીવનનું રહસ્ય સમજાઇ જાય છે, અને આપણું જીવન સહ્ય અને સુખરૂપ બને છે. નહિ તો એનું એજ જીવન આપણને ત્રાસકારક નિરર્થક અને ભારરૂપ બને છે. આવી અમારી અતિ દૃઢ ભાવના છે; પરંતુ અનેક પ્રકારના તર્ક વિતર્ક અને બુદ્ધિવાદ એને સિદ્ધ કરી શકે એમ નથી, માત્ર તે તો તેને શક્ય બનાવી શકે એટલુંજ. એના કરતાં આગળ તેનાથી જવાય એમ નથી.

સાક્ષાત્કાર કરવામાંજ સત્ય વસ્તુની પ્રતીતિ રહેલી છે. અને આપણી પોતાની પ્રતીતિને ખાતર આપણે ધર્મનો

સાક્ષાત્કાર કરવો જોઇએ. ઇશ્વર છે એનો નિશ્ચય થવાને માટે આપણે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો જોઇએ. આવી વસ્તુઓની જાતે પ્રતીતિ કર્યાં વગર એની સત્યતાની આપણને ખાત્રી થતી નથી.

આવા વિચારે આ બ્રાહ્મણપુત્રને ઘેરી લીધો અને તેનું સમગ્ર જીવન એમાંજ તલ્લીન થઇ ગયું. જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ તે બાળક રૂદન કરીને કહેવા લાગ્યોઃ " હે મા, શું તારૂં અસ્તિત્વ છે એ સત્ય છે? કે એ સર્વ કવિ જનોની કવિતાજ છે? આનંદદાયિની મૈયા! એ કવિયોની અથવા ભ્રમિત જનોની કલ્પનાજ છે કે એમાં કાંઇ સત્ય રહેલું છે?" આપણે જાણીએ છીએ કે એ બ્રાહ્મણ સંતાનને પુસ્તકોનું અથવા જેને આપણે કેળવણી કહીએ છીએ તેનું કશું જ્ઞાન મળેલું નહોતું તેથી તેનું અંતઃકરણ ઘણુંજ નૈસર્ગિક અને ઘણુંજ દૃઢ રહી શકયું હતું તેના વિચારો ઘણાજ શિશુદ્ધ રહી શકયા હતા; અને તેમાં બીજાના વિચારોનું મિશ્રણ થવા પામ્યું નહોતું. આ વિચારજ એના મનમાં મુખ્યપણે વાસ કરી રહ્યો હતો. અને દિવસે દિવસે એ વિચારની પ્રબલતા એટલા સુધી વધવા પામી કે આખરે તેને બીજી કોઇ વસ્તુનું ભાન કે સ્મરણ સરખું પણ રહી શકતું નહિ. હવે તે માતાજીની પૂજા કરવાનું કામ બરાબર કરી શકતો નહિ. માતાજીના મંદિરમાં જે જે જુદાં જુદાં કામો કરવાના હતા તે બધાંમાં ઝીણવટથી તે ધ્યાન આપી શકતો નહિ. ઘણીવાર તે માતાજીને નૈવેદ ધરાવવાનુંજ ભુલી જતો હતો, ઘણી વખત આરતિ ઉતારવાનુંજ તેને ભાન રહેતું નહિ, અને કેટલીક વખત જો આરતિ ઉતારવા માંડી તો તે આખો દિવસ આરતિજ ઉતાર્યાં કરતો હતો અને બીજું કર્તવ્ય-કામ તે

તેને યાદ આવતું નહિ. આવી રીતે અંતે માતાજીનું પૂજા કરવાનું કામ તેને અશક્ય થઇ પડયું હતું અને એ પૂજાનું કામ તેણે છોડી પણ દીધું; અને ત્યાંથી નજીકના એક નાના વનમાં તે ચાલ્યો ગયો, અને ત્યાં પોતાનો નિવાસ કર્યો. મારા ગુરૂદેવ પોતાના જીવન પ્રસંગના સંબંધમાં ઘણીવાર કહેતા કે એ દિવસોમાં સૂર્યનારાયણ ક્યારે ઉગતા અને ક્યારે આથમતા અને મારૂં જીવન કેવી રીતે વ્યતીત થતું તે મને સાંભરતુંજ નથી. તેને પોતાના શરીરનો અધ્યાસ તદ્દન નષ્ટ થઇ ગયો હતો અને ખાવા પીવાનું પણ ભાન રહ્યું નહોતું. આવી સ્થિતિમાં એક નજીકનો સંબંધી તેની બરાબર સંભાળ રાખતો હતો અને તે તેના મુખમાં અન્નના કોળીયા મૂકતો અને તે બાળક પોતાની ભાન વગરની અવસ્થામાં ગળે ઉતારી જતો હતો. આ અવસ્થામાં આવી રીતે એના શરીરનું સંરક્ષણ થઇ શક્યું હતું.

આવી સ્થિતિમાં કૈંક દિવસો અને કૈંક રાત્રિયો પસાર થઇ ગઇ. જ્યારે આખો દિવસ પસાર થઇ સંધ્યા સમય થતો અને પાસેના મંદિરોમાં થતો ઘંટાનો અને ઝાલરોનો નાદ એ અરણ્યમાં પહોંચતો અને પ્રાર્થના અને સ્તુતિ કરનારાઓનો ઘોષનો અને તેના પડઘાનો ધ્વનિ ચારે તરફ ગાજી ઉઠતો, ત્યારે એ સાંભળી એ તરૂણ ઘણોજ શોકાતુર થઇ જતો અને આક્રંદ કરી પોકારતો કે " હે મા, વળી મારો આજનો પણ એક દિવસ એમને એમ નકામો ચાલ્યો ગયો, અને હે મા, તું તો આવી નહિ અને તારાં દર્શન મને થયાં નહિં. આ અલ્પ આયુષ્ય વાળા જીવનમાંથી એક દિવસ પાછો ઓછો થયો અને સત્યનું જ્ઞાન મને થયું નહિ." પોતાના હૃદયની તરમલ અને વ્યાકુળતાને લઇને તે કેટલીક વખત પોતાનું મ્હોં અને

માથું ભોંય સાથે ઘસતો અને દયા આવે એવી રીતે આક્રંદ કરતો.

આ એક એવી જબરદસ્ત પિપાસા છે કે જે મનુષ્ય-હૃદયને વલોવી નાંખે છે. આ પ્રસંગને કેટલાંક વર્ષો વીત્યા પછી એ પુરૂષે મને એક વખત કહ્યું હતું કે "ભાઇ, ધાર કે એક ઓરડામાં સુવર્ણનો થેલો ભરેલો પડેલો છે અને તેના જોડેનાજ ઓરડામાં એક ચોર ભરાઈ બેઠો છે. તને એમ લાગે છે ખરૂં કે તે ચોરને ત્યાં જરી પણ ઉંઘ આવી શકે ? ના, ક્ષણવાર પણ તે ઉંઘી શકવાનો નહિ. તેના મનમાં તો એજ વિચારની ધૂન મચી રહેવાની કે ક્યારે લાગ મળે અને આ ઓરડામાં હું પેશી જાઉં અને તેમાંથી એ સુવર્ણનો કોથળો ઉપાડી જાઉં ! આવીજ રીતે શું તું ધારે છે કે જેને એવો દૃઢ નિશ્ચય થયો છે કે આ સર્વ અસત્ય પદાર્થોની અંદર એક સત્ય રહેલું છે, આ બધામાં એક પ્રભુ વશી રહેલો છે, આ સર્વ વિનાશી પદાર્થોમાં એવી એક વસ્તુ રહેલી છે કે જે સદા સર્વદા અવિનાશી છે, જે સર્વ સુખનો અનંતરાશિ સ્વરૂપ છે, એ સુખ એવું છે કે જે સુખની સરખામણીમાં જગતના સર્વ સુખો બાળકોના રમકડાં સમાન ક્ષુદ્ર અને તુચ્છ લાગે છે, આવો દૃઢ નિશ્ચય જેને થયો છે એવો પુરૂષ, એ વસ્તુની પ્રાપ્તિ કર્યા શિવાય ક્ષણવાર પણ નિરાંતે બેસી શકે ખરો ? એક જરી વાર પણ તે પુરૂષ તે માટેના પોતાના પ્રયત્નો બંધ રાખશે ખરો ? કદિ નહિ. ઉલટો તેતો તેની પ્રાપ્તિની અતિ આતુરતાને લઇને ગાંડો, દિવાનો થવાનો." આવા દિવ્ય ઉન્મોદે આ યુવકને ઘેરી લીધો. આવી ભયંકર અવસ્થામાં તેની પાસે કોઇ પણ માર્ગ દર્શક ગુરૂ નહોતો; આતો ગાંડો થઇ ગયો છે, આના મગજનું ઠેકાણું નથી, આવું આવું કહેનાર શિવાય અન્ય

કોઇ પણ એની પાસે નહોતું. જગતની આવીજ પ્રથા છે. આ દુનિયામાં કોઇ પણ માણુસ જો આ જગતનાં મિથ્યા આડંબર અને પ્રપંચનો ત્યાગ કરે છે તો તેને આ સંસારના લોકો ગાંડાના નામથી બોલાવતા આપણે સાંભળીએ છીએ. પરંતુ આવા પુરૂષોજ જગતના સત્વરૂપ છે. આવા ગાંડપણુમાંથીજ મહાન્ શક્તિઓનો આવિર્ભાવ થએલો છે. કે જેણે આ આપણા જગતને વેગ આપેલો છે અને માત્ર આવા ગાંડપણુમાંથીજ ભવિષ્યની મહાન્ શક્તિઓ ઉદ્ભવશે, કે જેની જગતમાં અત્યારે તૈયારી થઇ રહી છે. જગજ્જનનીના દર્શન કરવાને માટે, સત્યની પ્રાપ્તિ કરવાને માટે હૃદયની નિરંતર વ્યાકુળતામાંને વ્યાકુળતામાં આવી રીતે કૈંક દિવસો, કૈંક અઠવાડીયાં અને કૈંક મહિનાઓ ચાલ્યા ગયા, કેટલોક સમય વીત્યા પછી આ યુવકને કાંઇક આભાસ થવા લાગ્યો, કૈંક અદ્ભુત વસ્તુઓ જણાવા લાગી, તેની પોતાની પ્રકૃતિના રહસ્યો પ્રકટ થવાની શરૂઆત થવા લાગી આ બધું જણાવવામાં જાણે એક પછી એક પડદા ઉપાડી લેવામાં આવતા હોય, એવું બનતું હતું. જગજ્જનની મૈયા સાક્ષાત્ તેની ગુરૂ થઇ અને જે સત્યોની શોધમાં તે યુવક હતો તેની તેને દીક્ષા આપી. એ વખતે તે સ્થળમાં એક સ્ત્રી આવી પહોંચી. તે સૌંદર્યમાં અને વિદ્વત્તામાં અનુપમ હતી. પછીથી એ સંત પુરૂષ વાતનો પ્રસંગ નીકળતા ઘણીવાર અમને કહેતા કે "એ સ્ત્રી માત્ર વિદુષી જ નહોતી પણ તેતો સાક્ષાત્ વિદ્યાનું સ્વરૂપ હતું; માનવ શરીરે તે સાક્ષાત્ શારદા દેવીજ હતી." આની અંદર પણ તમને હિંદુ પ્રજાના સ્વભાવની વિલક્ષણુતા જણાશે અને તે વિલક્ષણુતા એ છે કે અજ્ઞાન અંધકારથી આવૃત અને પશ્ચિમની પ્રજાના કહેવા પ્રમાણે સ્વતંત્રતાથી રહિત ભારતવર્ષની સ્ત્રીસમા-

જમાંથી પણ આવી પરમ આધ્યાત્મિક શક્તિવાળી સ્ત્રી નીકળી આવે છે. તે સ્ત્રી સન્યાસિની હતી. કારણ કે સ્ત્રીઓ પણ સન્યાસ લેછે, સર્વનો પરિત્યાગ કરે છે, આ જન્મ અવિવાહિત રહે છે, અને પ્રભુ ભક્તિમાં પોતાની જાતનું સમર્પણ કરે છે. તે સન્યાસિની ત્યાં અરણ્યમાં આવી અને તે બ્રાહ્મણ પુત્રના સંબંધમાં બધો વૃતાંત સાંભળ્યો કે તરતજ તેની પાસે જવાની તેણીએ ઇચ્છા બતાવી. તે વખતે બ્રાહ્મણ કુમારને પ્રથમજ સહાયતા મળી. તે સન્યાસિની તેનો વ્યાધિ અને વ્યથા તરત સમજી ગઇ અને પ્રેમપૂર્વક તેને જણાવ્યું કે " વત્સ, જે પરમ ભાગ્યશાલી હોય છે. તેનેજ આવું ગાંડપણ આવે છે. આ આપણું આખું જગત ગાંડુ થએલું છે તેમાં કોઇ ધનને માટે, તો કોઇ વિષયી પદાર્થોના સુખ માટે, તો કોઇ નામ કીર્તિ માટે ગાંડા થએલા છે; અને એવી કેક જગતની વસ્તુઓને માટે લોકો ગાંડા થઇને ફરે છે; પરંતુ જે મનુષ્ય ઇશ્વરને માટે ગાંડો થએલો છે તેને તો ધન્ય છે; તેના જેવા કોઇ અન્ય ભાગ્યશાળી નથી. આવા પુરૂષો વિરલજ હોય છે. " આ સન્યાસિની તેની પાસે ઘણાં વર્ષો લગી રહી. તેણીએ તેને હિંદુસ્થાનના સર્વ ધર્મોના સ્વરૂપનું શિક્ષણ આપ્યું અને યોગની ભિન્ન ભિન્ન ક્રિયાઓની દીક્ષા આપી. અને ખરી રીતે કહીએ તો આધ્યાત્મિક જ્ઞાનની પ્રચંડ મહા નદીને ચારે તરફથી એકત્રિત કરી યોગ્ય માર્ગે વાળી.

ત્યાર પછી એક સર્વ શાસ્ત્ર સંપન્ન અને તત્વજ્ઞાની પરંહસ વિચરતા વિચરતા તે અરણ્યમાં આવી લાગ્યા. તે ઘણા વિલક્ષણ હતા. તેઓનો " **ब्रह्मसत्यं जगन्मिथ्या** "નો અદ્વૈત સિદ્ધાંત હતો. વસ્તુતઃ આ જગતનું અસ્તિત્વ નથીજ એવું તેઓ માનતા હતા. આ સિદ્ધાંત

જીવનમાં સિદ્ધ કરવા માટે તેઓ કદિ ગૃહમાં રહેતા નહિ અને ગમે એટલો તડકો પડતો હોય. કે ગમે એવી વર્ષાદની ઝડીઓ પડતી હોય, કે ગમે એવું વાવટોળીઆનું તોફાન થતું હોય, તોપણ તેઓ બહારના બહારજ રહેતા. આ સન્યાસીએ આ બ્રાહ્મણ પુત્રને વેદાન્તના તત્વજ્ઞાનનો ઉપદેશ આપવાની શરૂઆત કરી; અને થોડા વખતમાંજ તેમને સાશ્ચર્ય જણાવ્યું કે કેટલાક વિશેષયોમાં તો ગુરૂ કરતાં શિષ્ય વધારે પારંગત છે. તે સન્યાસી ત્યાં કેટલાક માસ રહ્યા અને ત્યારબાદ તે બ્રહ્મકુમારને સન્યાસની દીક્ષા આપી ત્યાંથી વિચરી નીકળ્યા.

આવી ગાંડપણની સ્થિતિમાં આ યુવકના સગા સંબંધીનાં મનમાં એવું આવ્યું કે જો આને પરણાવી દેવામાં આવે તો એનો ઉન્માદ જતો રહે. ઘણીવાર હિંદુસ્થાનમાં નાની ઉમ્મરમાંજ બાળકોને એમના માતા પિતા પરણાવી દે છે. અને એ પરણનાર બાળકોની એમાં જરીએ સંમતિ લેવામાં આવતી નથી. આ બ્રાહ્મણ કુમારને અઢાર વર્ષની ઉમ્મરે એક પાંચ વર્ષની બાળકન્યા જોડે પરણાવવામાં આવ્યો હતો. વસ્તુતઃ આવાં લગ્ન તો નામ માત્રનાજ હોય છે; તે માત્ર સગાઈ જેવાંજ હોય છે. કન્યા જ્યારે ઉમ્મરલાયક થાય છે અને સ્ત્રી–ધર્મમાં આવે છે ત્યારેજ ખરૂં લગ્નનું સ્વરૂપ બંધાય છે. કન્યા ઉમ્મરલાયક થતાં પતિ પોતાને સાસરે જઇ પોતાની સ્ત્રીને પોતાને ઘેર તેડી લાવે છે. આવો અમારે ત્યાં પ્રથા છે. પણ આ પ્રસંગમાં તો આપણો ચરિત્ર નાયક પોતે પરણ્યો છે અને પોતાને સ્ત્રી છે એ તદ્દન ભૂલીજ ગયો હતો. કન્યાનું ગામ ત્યાંથી ઘણું દૂર હતું. ત્યાં તેણીને જાણવામાં આવ્યું કે પોતાનો પતિ કેવળ ધર્મ પરાયણ થઇ ગયો છે અને ઘણાં લોકો

તેને ગાંડો થએલો માને છે. આ બાબતની જાતે ખરી ખબર કાઢવાને માટે તેણીએ પોતે પતિ પાસે જવાનું નક્કી કર્યું અને ત્યાં તે ગઈ. તે જે વખતે પોતાના પતિના સન્મુખ જઇને ઉભી રહી, તે વખતે તરતજ તેણીને જોતાં વાંત તે બ્રાહ્મણ કુમારે તે પોતાની અર્ધાંગના છે, અને તેણીનો પોતાના જીવન ઉપર અધિકાર છે, એવો સ્વીકાર કર્યો. જોકે ભારત વર્ષમાં જે પુરૂષ કે સ્ત્રી ધર્મપરાયણ થાય છે અને સર્વ સંસારનો પરિત્યાગ કરે છે, તેને કોઇ પણ પ્રકારનું સાંસારિક કર્તવ્ય કે કોઈ પણ પ્રકારનું બંધન રહેતું નથી; તથાપિ આ પુરૂષનો તો કોઇ વિલક્ષણજ માર્ગ હતો. એ તરૂણ સન્યાસી એ પ્રમાણે સ્વીકાર કરી તત્ક્ષણ પોતાની ધર્મ પત્નિના ચરણમાં પડીને વિનવ્યું કે— "જગતની પ્રત્યેક સ્ત્રી મારે માતા તુલ્ય છે અને તે દૃષ્ટિથી હું સર્વ સ્ત્રીઓને જોઇ રહ્યો છું છતાં તમારી સેવામાં તો હું તત્પર છું."

આ સ્ત્રી દૈવી સંપત્તિની અને વિશુદ્ધ જીવનની હતી તેથી તે પોતાના પતિની ઉચ્ચ ભાવનાઓને બરાબર સમજી શકી અને તેને માટે સાનુકૂળ બની. તેણીએ તરત જવાબ આપ્યો કે સાંસારના જીવનમાં તમારો અધઃપાત કરવાની મારી કોઇ રીતે અભિલાષા નથી, માત્ર મારી અભિલાષા એ છે કે સદા તમારા સાનિધ્યમાં હું રહું, તમારી સેવા કરૂં, અને તમારી પાસેથી સન્માર્ગનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરૂં. આ શિવાય અન્ય મારે અભિલાષા નથી." તે સન્યાસીએ આ વિનંતિનો સ્વીકાર કર્યો અને તેણીને પોતાના સાનિધ્યમાં રાખી. તે બાળા પણ પોતાના પતિદેવને સાક્ષાત્ પરમેશ્વર માની તેમની સેવામાં પરમ રત થઇ. આવી રીતે તે યુવક સન્યાસી પોતાની ધર્મ પત્નીની સંમતિથી સંસારનું છેલ્લામાં

છેલ્લું બંધન તોડી નાખી પોતાના સ્વીકારેલા જીવનની સિદ્ધિ પ્રાપ્ત કરવાને બરાબર સ્વતંત્ર થયો.

આ પ્રસંગ પછી તે મહા પુરૂષને ભિન્ન ભિન્ન ધર્મોની અંદર રહેલાં સત્યને જાણવાની ઇચ્છા થઇ. અત્યાર સુધી માત્ર તેમને પોતાનાજ ધર્મનું જ્ઞાન હતું; અન્ય ધર્મનું કોઇ રીતે સ્વાનુભવ સિદ્ધ જ્ઞાન નહોતું. બીજા ધર્મોની અંદર શું રહસ્ય રહેલું છે અને તેનું સ્વરૂપ શું છે તેની પ્રતીતિ કરવાની તેમને તીવ્ર જીજ્ઞાસા થઇ. અને તેથી તેમણે અન્ય ધર્મોના ઉપદેશકોની, ગુરૂઓની તલાસ કરવા માંડી. અમે ભારતવર્ષમાં ધર્મોપદેશકનો અર્થ ગ્રંથકીટ, પુસ્તક વ્યાસંગ વાળા પંડિત એવો કરતા નથી પરંતુ ધર્મોપદેશક એટલે જેનો ઉપદેશ કરવામાં આવે છે તેનો પોતે સાક્ષાત્ અનુભવ કરનાર પુરૂષ એવો અર્થ કરવામાં આવે છે, એ તમારે બરાબર લક્ષમાં રાખવાનું છે. તલાસ કરતાં કરતાં મુસલમાની ધર્મનો જ્ઞાતા એક ફકીરની એમને ખબર પડી. તે ફકીરની પાસે પોતે ગયા. અને મુસલમાની ધર્મની દીક્ષા લીધી; અને ઉપદેશ પ્રમાણે તે ધર્મ બરાબર પાળ્યો. પરિણામ સાનંદાશ્ચર્યપૂર્વક જણાયું કે મુસલમાની ધર્મમાં બતાવેલી વિધિ પ્રમાણે જો પૂર્ણ શ્રદ્ધાથી એ ધર્મ પાળવામાં આવે તો હિંદુ ધર્મ પાળી જે સિદ્ધિ પોતે પ્રાપ્ત કરી હતી તેજ સિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે, એમાં જરીએ શંકા નથી. ભગવાન્ ઇસુખ્રીસ્તના સત્ય ધર્મને પાળીને પણ એમણે એવોજ અનુભવ મેળવ્યો. અમારા દેશના પ્રચલિત અનેક ધર્મ સંપ્રદાયોમાંથી જેટલા પ્રાપ્ત થઇ શક્યા તેટલાનો તે તે ધર્મગુરૂઓ દ્વારા તેમણે ઉપદેશ લીધો. અને જે જે ધર્મનો તેમણે ઉપદેશ લીધો તેતે ધર્મને તેમણે બરાબર અંતઃકરણ પુર્વક પાળ્યો—તેનું બરાબર તત્વચિંતન કરી જોયું. જે પ્રમાણે વિધિ બતાવવામાં આવતી તે પ્રમાણે બરાબર

તેનું પાલન કરવામાં આવતું. અને અંતમાં એ બધાનું એકજ પરિણામ જણાતું. આ પ્રમાણે પોતાના સ્વાનુભવથી તેમને પ્રતીતિ થઇ કે દરેક ધર્મનું લક્ષ્ય એકજ છે અને તે પ્રાપ્તિને અર્થેજ તે સર્વનો ઉપદેશ છે. માત્ર મોટે ભાગે તફાવત તો માર્ગો અને વિધિઓમાં છે, અને ખાસ કરીને અધિક તફાવત તો ભાષામાં છે. બધા ધર્મો અને બધા સંપ્રદાયોનો આશય તાત્પર્યયમાં એક જ છે.

આ પછી તેમને એવો નિશ્ચય થયો કે સંપૂર્ણ થવામાં જાતિની (નરજાતિ, નારીજાતિ વિગેરેની) ભાવના તદ્દન નિર્મૂળ થઇ જવી જોઇએ, કારણ કે આત્માને કોઇ જાતિ નથી, આત્મા નરે નથી અને નારીએ નથી. માત્ર જાતિનું અસ્તિત્વ દેહમાંજ રહેલું છે. વસ્તુતઃ આત્માને કોઇ પણ જાતિ નથી. આથી જે અધિકારીને આત્મ સ્વરૂપ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે તેઓને કદિ જાતિ ભેદ હોઇ શકે નહિ. એ મહાપુરૂષે પોતે નરજાતિના દેહમાં હોવા છતાં સર્વમાં નારીજાતિની ભાવનાને તાદૃષ્ય કરવાનો નિશ્ચય કર્યો. તેમણે પોતે સ્ત્રી છે એવી ભાવના કરવા માંડી, સ્ત્રીના વસ્ત્રો પહેરવા માંડયાં, સ્ત્રીની ભાષા બોલવા માંડી, પુરૂષ જાતિની પ્રવૃત્તિ છોડી પોતાના કુટુંબની સ્ત્રીઓમાં જઇને રહેવા માંડયું, કેટલાક વર્ષોના આવા અભ્યાસ પછી અંતે તેમના મનમાંથી જાતિની ભાવના તદ્દન જતી રહી, અને એ ભાવનાની પૂર્ણપણે તેમને વિસ્મૃતિ થઇ ગઇ, જાતિ ભેદના સર્વ પ્રકારના વિચારો નાશ પામ્યાં અને જીવન પૂર્ણપણે બદલાયલું પ્રતીત થયું.

આપણે અહીં પશ્ચિમમાં સ્ત્રી પૂજાના—સન્માનના સંબંધમાં ઘણું સાંભળીએ છીએ, પણ સામાન્ય રીતે એ સ્ત્રીની પૂજા અને સન્માન તો માત્ર તેના યૌવન અને

સૌંદર્યને લઇને કરવામાં આવે છે. આ મહા પુરૂષની સ્ત્રી-પૂજા ભિન્ન પ્રકારનીજ હતી. તેઓ પ્રત્યેક સ્ત્રીનું મુખા-વિંદ જોતાંજ આનંદ સ્વરૂપીણી જગજ્જનની મૈયાના મુખાર્વિંદના દર્શન થયાં હોય એવું સમજતા હતા. તેમને દરેક સ્ત્રી એ જગજ્જનનીનું સ્વરૂપ હતું. જન સમાજમાં જે સ્ત્રીનો કોઇ સ્પર્શ પણ ન કરે તેવી સ્ત્રીના પગે પડી " હે મા! આ પણ તમારૂંજ સ્વરૂપ છે અને વિશ્વરૂપે પણ તમેજ છો, હે મા, હું તમને વંદુ છું, હું તમને નમસ્કાર કરૂં છું" એવી અશ્રુપૂર્ણ નેત્રે સ્તુતિકર્તાએ મહા પુરૂષને મેં મારી જાતે જોયા છે. અંતઃકરણમાંથી સર્વ વિષય–વાસના નિર્મૂળ થઇ ગઇ છે, કોઇ સ્ત્રી દૃષ્ટિએ પડતાં તેનું મુખ રૂપાન્તર પામે છે અને માત્ર આનંદદાયિની, વિશ્વ સંર-ક્ષણ કારિણી, જગજ્જનની મૈયાની મુખ જ્યોતિનાજ જેને દર્શન થાય છે અર્થાત્ જે પુરૂષ પ્રત્યેક સ્ત્રીને જગ-જ્જનની મૈયા પ્રત્યેના પ્રેમ અને પૂજ્ય ભાવથી જુએ છે, એવા પુરૂષનાં ધન્ય ભાગ્યનો અને પરમ સુખનો તમે વિચાર કરી જુઓ. આપણને આવીજ સ્થિતિ વાંચ્છનીય છે. તમે એમ ધારો છો કે સ્ત્રીની અંદર રહેલી દિવ્યતાને કદિ પણ છળી શકાય? એ પ્રમાણે કદિ બન્યું નથી, અને બનવાનું પણ નથી. આપણી અજાણતામાં પણ એ દિવ્યતા પોતાનું સ્વરૂપ વ્યકતજ કરે છે. તે દિવ્યતા છળ–પ્રપંચ અને કપટનુ અચૂકપણે બરાબર નિરિક્ષણ કરે છે; અને તે અવસ્યમેવ સત્યની ઉષ્મા, પવિત્રતા અને આત્માનો પ્રકાશ હૃદયમાં પ્રકટાવે છે. વાસ્તવિક આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરવાને માટે આવી વિશુદ્ધિ અને પવિત્રતા અવશ્ય આપણામાં આવવીજ જોઇએ.

આ મહાપુરૂષે ઉગ્ર સાધનાથી આવી વિશુદ્ધ પવિ-ત્રતા પ્રાપ્ત કરી; અને આપણાં જીવનમાં જે અનેક જાતની

પ્રવૃત્તિઓ ચાલી રહી હોય છે તે તેમને માટે હવે નહોતી રહી. પરમ તપથી જે તેમણે આધ્યાત્મિક રત્નો પ્રાપ્ત કર્યાં હતાં; અને જે પ્રાપ્ત કરવાને માટે ત્રણ ભાગનું જીવન વ્યતીત કરવામાં આવ્યું હતું તે રત્નો હવે મનુષ્ય જાતિને આપવા યોગ્ય તૈયાર થઈ ગયાં હતાં. આથી તેમણે તેને માટે ધર્મોપદેશનું કાર્ય શરૂ કર્યું. એમના ઉપદેશ અને બોધ આપવાની પદ્ધતિ સૌ કરતાં નીરાળીજ હતી. તેઓ કદિ ઉપદેશક કે ગુરૂ તરીકેનું પદ સ્વીકારતા નહિ. અમારા દેશમાં ગુરૂનું પદ મહાન્ છે. અને ગુરૂઓનું સર્વોત્કૃષ્ટપણે સન્માન કરવામાં આવે છે; એટલુંજ નહિ પણ તેમને સાક્ષાત્ પ્રભુ તરીકે પૂજવામાં આવે છે. એટલું સન્માન તો અમે અમારા માતપિતાને પણ આપતા નથી. માતા અને પિતા તો અમને જન્મજ આપે છે, પરંતુ સદ્‌ગુરૂતો જનમ મરણના બંધનામાંથી છુટવાનો અમને માર્ગ બતાવે છે. અમે તો તેમના સંતાનો છીએ, અમારો જન્મ ગુરૂના આધ્યાત્મિક ક્ષેત્રમાં થએલો છે. કોઇ અલૌકિક ગુરૂ–મહાત્મા જાણવામાં આવતાં લોકોના ટોળે ટોળાં એમનાં દર્શન કરવા જાય છે, અને એમનું સન્માન અને પૂજન કરે છે. આ મહા પુરૂષ પણ આવાજ એક અલૌકિક ગુરૂ–મહાત્મા હતા. પરંતુ આ મહાત્માને પોતાના માન સન્માનનો લેશમાત્ર પણ ખ્યાલ નહોતો, પોતે મહાન્ ગુરૂ છે તેનો તેમને લવલેશ વિચાર સરખો પણ નહોતો–તેનું જરીએ પોતાને અભિમાન નહોતું. એમની તો એવી ભાવના હતી કે પોતે કશું પણ કરતા નથી. જે કાંઇ થાય છે તેના કરતા હરતા વિશ્વજનની માતાજ છે. તે હમેશાં કહેતા કે "મારા મુખમાંથી કદિ સારા શબ્દો નીકળવા પામે છે તો તે માતાનાજ શબ્દો છે એમ

તમારે સમજવું; મારે એની સાથે શું લેવા દેવા છે ?" તેમને પોતાના કર્તાપણાની આવી ભાવના હતી અને આ ભાવના તેમણે દેહવિસર્જનની છેલ્લી ક્ષણ સુધી જેવીને તેવી કાયમ રાખી હતી.

તેમનો સિદ્ધાંતજ એવો હતો કે પ્રથમ તમે તમારૂં ચારિત્ર્ય પ્રાપ્ત કરો, પ્રથમ તમે તમારી આધ્યાત્મિક શક્તિ સિદ્ધ કરો, એટલે તેનું પરિણામ તો પોતાની મેળેજ આવશે. આને માટે એમનું પ્રિય દૃષ્ટાંત એ હતું કે "જ્યારે કમળ ખીલે છે ત્યારે મધુ–માક્ષિકાઓ મધ પ્રાપ્ત કરવાને પોતાની મેળેજ ત્યાં આવે છે. આ પ્રમાણે તમે તમારા ચારિત્ર્યરૂપી કમળને પ્રથમ પૂર્ણપણે વિકસાવો એટલે તેનું પરિણામ પોતાની મેળેજ એને અનુસરવાનું." આ એક શિક્ષણનો મહાન્ ઉપદેશ છે. મારા ગુરૂદેવે આ પાઠનો ઉપદેશ સેંકડોવાર મને આપ્યો છે. તોપણ વારંવાર તે પાઠ હું ભુલી જઉં છું. થોડાકનેજ વિચાર શક્તિના મહિમાનું જ્ઞાન હોય છે. કોઇએક માણસ એકાંત ગુફામાં બંધ બારણે બેશી દૃઢ આસન લગાવી એકાદા સત્ય મહાન્ વિચારમાં ધ્યાનમગ્ન થઇ જાય અને એવામાં જો તેનો દેહ પડી જાય તો એ ગુફાની અભેદ્ય ભીંતોને પણ ભેદીને તેનો વિચાર બહાર નીકળવાનો, અને આકાશમાં ચારે તરફ આંદોલનો કરી મૂકવાનો અને આખરે સમસ્ત માનવ જાતિના હૃદયો પ્રવેશી નિવાસ કરવાનો. વિચારનું આવું સામર્થ્ય છે, તેથી પોતાના વિચારો બીજાને આપવા માટે ઉતાવળા થવાની જરૂર નથી. પ્રથમ આપવાને માટે વસ્તુ પ્રાપ્ત કરો, જેની પાસે ઉપદેશને યોગ્ય વસ્તુ છે તેજ ઉપદેશ આપી શકે છે. કારણ કે ઉપદેશ એટલે કાંઇ વાર્તાલાપ નથી, તેમજ ઉપદેશ એટલે કોઇને મતમતાંતર

શિખવવાં એમ પણ નથી. પરંતુ ઉપદેશ એટલે તો વસ્તુને આપવાની ક્રિયા છે. હું તમને મારા હાથમાંથી જેવી રીતે એકાદું પુષ્પ આપુ તેવીજ રીતે વાસ્તવિકપણે આધ્યાત્મિક શક્તિ આપી શકાય છે. આ અક્ષરે અક્ષર સત્ય કથન છે. ભારત વર્ષમાં આ ભાવના ઘણાજ પ્રાચીન કાળથી ચાલી આવે છે અને પાશ્ચાત્ય મુલકોમાં ઇશ્વર પ્રેરિત દૂતોની પરંપરાની માન્યતા, વિશ્વાસ અને કલ્પનામાં એ દીઠામાં આવે છે. તેટલા માટે પ્રથમ ચારિત્ર્ય પ્રાપ્ત કરો—આ વસ્તુ મનુષ્યને કરવા યોગ્ય શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કર્તવ્ય છે. પ્રથમ તમે જાતે સત્યનો સાક્ષાત્કાર કરો ત્યાર પછી કેંક લોકો તમારી પાસે સત્યની જીજ્ઞાસાથી આવશે. તેમને તમે ઉપદેશ બરાબર કરી શકશો. મારા ગુરૂદેવની આવી ભાવના હતી અને તેઓ બીજા કોઇની કદિ ટીકા કરતા નહિ.

ઘણાં વર્ષો સુધી એ મહાપુરૂષના સત્સંગમાં હું રહ્યો છું પણ તેમના મુખમાંથી કોઇના ધર્મની નિંદાનો એક શબ્દ સરખો નીકળતો મેં કદિ સાંભળ્યો નથી. તેમને સર્વધર્મપ્રતિ સમભાવ હતો; કારણકે એ બધામાં તેમને એકતાની પ્રતીતિ થઇ હતી. મનુષ્ય બુદ્ધિવાદનો—જ્ઞાનમાર્ગનો, ભક્તિમાર્ગનો, યોગ માર્ગનો કે કર્મમાર્ગનો હોઇ શકે, તેનેજ ભિન્ન ભિન્ન ધર્મોમાં આમાંનો કોઇપણ માર્ગ હોઇ શકે. આવું છતાં આ ચારે માર્ગો એકજ મનુષ્યમાં એકત્રિત કરવા પણ શક્ય છે, અને ભવિષ્યની માનવજાતિ આજ કરી રહી છે. મારા ગુરૂદેવની આજ ભાવના હતી. તેઓ કોઇમાં દોષ જોતા નહિ, પરંતુ તેઓ સર્વમાં સારૂંજ જોતા.

આ અલૌકિક પુરૂષના દર્શન કરવાને સહસ્રાવધિ લોકોનાં ટોળે ટોળાં આવતાં અને ભાવપૂર્વક તેમની અસં-સ્કારી ( ગામડીઆ ) વાણીનો ઉપદેશ સાંભળતા કે જે

વાણીનો એકે એક શબ્દ ઓજસ અને જ્ઞાન-પ્રકાશથી દીપ્ત હતો. મનુષ્યની વાણી કે વક્તૃત્વ નહિ, પણ મનુષ્યનું વ્યક્તિત્વ કે જે એના બોલાતા એકે એક શબ્દમાં રહેલું છે. તેજ લોકો ઉપર પ્રભાવ-છાપ પાડે છે. આપણાં માહેલા દરેકને આવા પ્રસંગ ઘણીવાર અનુભવવામાં આવે છે. ઘણીવાર આપણે અતિ પ્રતિભા યુક્ત છટાદાર ભાષણો અને અજબ રીતે બુદ્ધિવાદ અને યુક્તિથી સમર્થન કરાતા વિવાદો સાંભળીએ છીએ, પરંતુ સાંભળીને ઘેર ગયા એટલે એ માંહેલું આપણને જરીએ સાંભરતુ નથી. અને કેટલીક વાર આપણે તદ્દન સાદી ભાષામાં બોલાતા શબ્દો સાંભળીએ છીએ, પણ તે આપણા મરણ પર્યંત આપણને યાદ રહે છે, તે આપણાં જીવનના અંશ રૂપ બને છે, અને કાયમનું પરિણામ આણે છે. જે શબ્દોમાં મનુષ્યનું વ્યક્તિત્વ હોય છે, તેજ શબ્દો બીજા ઉપર અસર કરી શકે છે. માત્ર મનુષ્યની અંદર પ્રચંડ વ્યક્તિત્વ હોવું જોઇએ. સર્વ પ્રકારના ઉપદેશમાં આપવા અને લેવાની ક્રિયા હોય છે. ગુરૂ આપે છે અને શિષ્ય લેછે. પરંતુ આપનારની પાસે આપવા યોગ્ય વસ્તુ હોવી જોઇએ, અને લેનારને લેવાની યોગ્યતા હોવી જોઇએ.

આ મહાત્મા કલકત્તાની સમિપમાં આવેલા એક સ્થળમાં નિવાસ કરવા લાગ્યા, આ કલકત્તા હિંદુસ્થાનનું વર્તમાન રાજ્યધાનિનું શહેર છે. અમારા દેશમાં વિદ્યાપીઠની સંસ્થાઓની મુખ્ય પીઠિકાનું એ નગર છે. એ વિદ્યાપીઠમાંથી પ્રત્યેક વર્ષે સેંકડો પ્રચ્છક બુદ્ધિના અને સંશયાત્મ જડ વાદીઓ તૈયાર થઇને નીકળે છે. આવું છતાં એ જુદી જુદી વિદ્યાપીઠમાંથી ઉત્તીર્ણ થએલા મહાન્ વિદ્વાનો આ મહા પુરૂષના આશ્રમમાં આવતા અને એમનો

ઉપદેશ શ્રવણ કરતા. આ મહાપુરૂષના સંબંધમાં મારા સાંભળ-વામાં આવ્યું અને હુંપણ એમનાં વચનામૃતનું પાન કરવા જવા લાગ્યો. તેઓનો એક સામાન્ય મનુષ્યના જેવોજ દેખાવ હતો. તેમના દેખાવમાં કોઇ પણ પ્રકારની વિશિષ્ટતા જણાતી ન્હોતી. આ મહાપુરૂષ બહુ સામાન્યમાં સામાન્ય અને સાદામાં સાદી ભાષામાં ઉપદેશ આપતા હતા. આ ઉપરથી મને લાગ્યું કે "શું આવો સામાન્ય પુરૂષ મહાન્ ગુરૂ હોઇ શકે?" એક દિવસ હું સંકોચાતા સંકોચતા એમની પાસે ગયો અને અત્યાર લગી મારા જીવનમાં બીજાઓને જે પ્રશ્ન હું પુછ્યા કરતો હતો તેજ પ્રશ્ન મેં તેમને પણ પુછ્યો. "મહારાજ, શું આપ ઇશ્વરને માનો છો!" જવા-બમાં એમણે તરત "હા" કહી. "શું તે આપ સિદ્ધ કરી આપી શકશો?" એમણે તેની પણ "હા" પાડી. "કેવી રીતે આપ તે સિદ્ધ કરી શકશો?" આવું પાછું મે પુછ્યું. "તેના જવાબમાં તેમણે જણાવ્યું કે જેવી રીતે તમને હું અહીં બેઠેલા જોઉં છું, તેવીજ રીતે હું ઇશ્વરને જોઈ રહ્યો છું. બલ્કે તેના કરતાં પણ અધિક સ્પષ્ટતાથી હું તેમનો સાક્ષાત્કાર કરી રહ્યો છું." આની એકદમ મારા ઉપર ઘણી અસર થઈ. કારણકે ઇશ્વરને હું પ્રત્યક્ષ જોઇ રહ્યો છું, ધર્મ એ સત્ય વસ્તુ છે. તેનો સાક્ષાત્કાર કરી શકાય છે, આપણે આ વિશ્વના પદાર્થોની પ્રતીતિ કરીએ છીએ તેના કરતાં ઘણેજ દરજ્જે અતિ સ્પષ્ટતાથી આપણે ધર્મની પ્રતીતિ કરી શકીએ, આવો બેધડક જવાબ આપનાર પુરૂષ પહેલી વારજ મેં જોયો. આ પ્રસંગ પછી હું દરરોજ વધારે ને વધારે આ મહાપુરૂષના નિકટના સંબંધમાં આવવા લાગ્યો. અને ધર્મ બીજાને આપી શકાય છે (કોઈ આપવાની ચીજની માફક) એની મને બરાબર ખાત્રી થઈ. આવા મહાત્માનો લવલેશ સ્પર્શ કે યત્કિંચિત્ કૃપાકટાક્ષ સમગ્ર

જીવને પલટાવી શકે છે. મે ભગવાન્ બુદ્ધ, ભગવાન્ ઇસુ-ખ્રીસ્ત, મહમદ પેગંબર અને એવા બીજા પ્રાચીનકાળના અવતારી પુરૂષોની અને મહાત્માઓની જીવન કથાના સંબંધમાં તેમજ આધ્યાત્મિક શક્તિથી કઇક જીવોના જીવન ક્ષણવારમાં પરિવર્તન પામ્યાંના પ્રસંગોના સંબંધમાં મેં ઘણું વાંચ્યું હતું; અને એ બધુ પ્રત્યક્ષ સત્ય થએલું મેં અનુભવ્યું, અને જ્યારે આ અદ્દભુત પુરૂષના દર્શન કર્યાં ત્યારે મારી સર્વ શંકાઓ નિર્મૂળ થઇ ગઇ. અને એજ પ્રમાણે બનવું શક્ય છે. મારા ગુરૂદેવ કહેતા કે " દુનિયાના કોઇપણ પદાર્થ કરતાં અધિક વાસ્તવિકતાથી અને અધિક ગમ્યતાથી ધર્મની આપલે કરી શકાય છે." વાસ્તે પ્રથમ આધ્યાત્મિક શક્તિ પ્રાપ્ત કરો; પ્રથમ જનસમાજને આપવા યોગ્ય વસ્તુ મેળવો અને ત્યારપછી તે આપવાને માટે જગત્ પ્રતિ તમારો હાથ લંબાવો. ધર્મ એ વાર્તાલાપ, મતમતાંતર, કોઈ કલ્પના કે કોઇ સંપ્રદાય નથી. ધર્મ એ કદિ સંપ્રદાય કે વાડાઓમાં અસ્તિત્વ ધરાવતો નથી. ધર્મ એ આત્મા અને પરમાત્માના સંબંધસ્વરૂપ છે; તેથી એ સંપ્રદાય અને વાડામાં કેવી રીતે હોઇ શકે ? આમ જો બને તો ક્રય અને વિક્રયમાં ધર્મનો અધઃપાતજ થાય, અને જ્યાં જ્યાં ક્રય વિક્રય–વ્યાપાર હોય છે; અથવા જ્યાં જ્યાં ધર્મમાં વ્યાપારના ધોરણો હોય છે ત્યાં ત્યાં ધર્મનો નાશજ થાય છે. દેવ મંદિરો, ચર્ચો કે મસ્જીદો બાંધવામાં અથવા સામુદાયિક પ્રાર્થના કરવામાં ધર્મ સમાયલો નથી. પુસ્તકો, શબ્દો, વ્યાખ્યાનો, કે કોઇપણ પ્રકારના બંધારણોમાં ધર્મ રહેલો નથી. પરંતુ ધર્મ તો સાક્ષાત્કારમાં જ રહેલો છે. વસ્તુતઃ આપણાં બધાના જાણવામાં છે કે જ્યાં સુધી આપણે પોતાની જાતે સત્યની પ્રતીતિ કરીએ નહિ; ત્યાં સુધી બીજા કશાથી આપણું મન સમાધાન પામેજ નહિ. ગમે એટલી આપણે દલિલો

કરીએ; અને ગમે એટલું આપણે શ્રવણ કરીએ; તો પણ આપણું કોઇ રીતે સમાધાન થઇ શકે એમ નથી; માત્ર એકજ વસ્તુ આપણું સમાધાન કરી શકે એમ છે, અને તે આપણી જાતે કરેલો સાક્ષાત્કાર છે. અને જો એવો સાક્ષાત્કાર કરવાને આપણે પ્રયત્નજ કરીએ તો આપણાં માંહેલા પ્રત્યેકને એવો સ્વાનુભવ શક્ય છે. ધર્મનો સાક્ષાત્કાર કરવાને અર્થે આવા પ્રયાસની પ્રથમ ભાવના તે ત્યાગની ભાવના છે. જેમ બને તેમ અધિક પ્રમાણમાં આપણે ત્યાગ કરવોજ જોઇએ. **અંધકાર અને પ્રકાશ સાંસારિક સુખનો ઉપભોગ અને પ્રભુ–સુખનો ઉપભોગ કદિ બન્ને સાથે સાથે રહી શકેજ નહિ.** "તમે કદિ ઇશ્વર અને લક્ષ્મીની સાથે સાથે ઉપાસના નહિ જ કરી શકો."

અતિ મહત્વનું અને અદ્‌ભુત બીજું એક સત્ય જે હું મારા ગુરૂદેવ પાસેથી શિખ્યો, તે એ છે કે **વિશ્વના સમસ્ત ધર્મો એક બીજામાં અસંગત કે વિરોધી નથી, પણ તે બધા માત્ર એકજ સનાતન ધર્મના ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. સર્વ કાળમાં એકજ અનાદિ અનંત ધર્મ અસ્તિત્વ ધરાવતો હતો, અને સદા સર્વદા તેજ અસ્તિત્વ ધરાવશે, અને એનો એજ ધર્મ ભિન્ન ભિન્ન દેશોની અંદર ભિન્ન ભિન્ન પ્રકારે આવિર્ભાવ પામે છે. આથી આપણો વિશ્વના સમસ્ત ધર્મ પ્રતિ આદર ભાવ હોવો જોઇએ અને જેમ બને તેમ એ સર્વ ધર્મોને આપણે સ્વીકારવા પ્રયત્ન કરવો જોઇએ. ધર્મ એ માત્ર મનુષ્ય જાતિ અને દેશની પરિસ્થિતિ અનુસાર અસ્તિત્વમાં આવે છે, એટલુંજ નહિ પણ તે દરેક વ્યક્તિની શક્તિ અનુસાર આવિર્ભાવ પામે છે.**

કોઈની અંદર પ્રધાનપણે કર્મરૂપે તો કોઇની અંદર પ્રધાનપણે ભકિત રૂપે, તો કોઇની અંદર પ્રધાન પણે યોગરૂપે તો કોઇની અંદર પ્રધાનપણે જ્ઞાનરૂપે, આવી રીતે ભિન્ન ભિન્ન સ્થિતિ અને શકિત અનુસાર ધર્મ આવિર્ભાવ પામે છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી "તમારો ધર્મ પંથ ખોટો છે" એવું બીજાને કહેવું એ કોઈ રીતે યોગ્ય નથી. સત્ય એક તેમજ બહુ સ્વરૂપે ભાસી શકે, કે જેથી કરીને ભિન્ન ભિન્ન દૃષ્ટિ બીંદુથી એકજ સત્યની સર્વ બાજુઓ આપણે જોઈ શકીએ છીએ. આવું તાત્વિક રહસ્યનું જ્ઞાન પ્રાપ્ત કરવું ઘણું આવશ્યક છે, આવું જ્ઞાન પ્રાપ્ત થતાં અન્ય પ્રતિનો આપણો વિરોધી ભાવ ટળી જઇ સર્વ પ્રતિ આપણો અપરિમિત સમભાવ સ્ફુરી નીકળશે. આ સૃષ્ટિમાં જ્યાં લગી ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ અને અભિરૂચિઓ અસ્તિત્વમાં છે, ત્યાં લગી એકજ ધર્મના સત્યોનો ભિન્ન ભિન્ન પ્રકારનો ઉપયોગ આવશ્યક છે. આવું જ્ઞાન થતાં એક બીજા પ્રતિ ક્ષમા અને સહિષ્ણુતાથી વર્તવું એ આપણું કર્તવ્ય છે, એવું આપણને સમજાયા વગર રહેશે નહિ. જેવી રીતે કુદરતમાં વિવિધતામાં એકતા રહેલી છે; તેમજ સૃષ્ટિમાં અપરિમિત ભેદોની અંદર એક અવિકારી અનાદિ અનંત સ્વતંત્ર સત્તા વ્યાપેલી દીઠામાં આવે છે; તેવીજ રીતે પ્રત્યેક મનુષ્યના સંબંધમાં પણ છે; પિંડ એ બ્રહ્માંડનું માત્ર નાનું સરખું આવર્તન-નમુનો છે; આ વિશ્વની ભિન્ન ભિન્ન અગણિત વિવિધતાનું અસ્તિત્વ હોવા છતાં એ સર્વની અંદર ઓત-પ્રોત એક અભિન્નતા રહેલી છે, અને તેનોજ આપણે સાક્ષાત્કાર કરવાનો છે. અન્ય સર્વ ભાવનાઓ ઉપરાંત

વર્તમાન કાળમાં આ ભાવનાની ઘણીજ આવશ્યકતા છે એવું મારૂં માનવું છે.

હું એવા દેશમાંથી આવું છું કે જે ધર્મના અનેક સંપ્રદાયોનું ઉદ્દભવસ્થાન છે–છતાં સદ્દભાગ્યે કે દુર્ભાગ્યે જેને જરી પણ ધાર્મિક વિચાર છે એવો પ્રત્યેક જણ આ દેશમાંથી ત્યાં પ્રથમથી ભૂમિકા તૈયાર કરી રાખનારા ધર્મ પ્રચારકોને મોકલવાને ઇચ્છા રાખે છે–એવી ભુમિમાં મારો જન્મ થએલો છે; અને મને મારી બાલ્યાવસ્થામાંથીજ જગતના વિવિધ ધર્મોના વિચારોનો પરિચય થવા પામ્યો છે. મે મૅન ધર્મ સંપ્રદાયના ઉપદેશકો પણ ત્યાં જઇ પોતાના ધર્મનો ઉપદેશ કરે છે. અમે એ સર્વનો સત્કાર કરીએ છીએ. અમારી ભારતભૂમિ ધર્મ ઉપદેશનું યોગ્ય ક્ષેત્ર છે. બીજા દેશો કરતાં તે ધર્મને વધારે અનુકૂળ ક્ષેત્ર છે. જો તમે ત્યાં જઇ રાજકીય વિષયોના સંબંધમાં પ્રસાર કરવા માગશો તો જન સમાજ તે સમજશે નહિ પણ જો તમે ગમે તેવા વિલક્ષણતા વાળા પણ ધર્મનો ત્યાં ઉપદેશ કરવા માગશો તો અલ્પ સમયમાં સેંકડો અને હજારો ધર્મ જીજ્ઞાસુઓ તમારા પંથમાં અનુયાયીઓ તરીકે જોડાશે, અને તમારા આજ જન્મમાં તમને દેવ બનવાની અને દેવ તરીકે પૂજાવાની અમુલી તક પ્રાપ્ત થશે. આવો પ્રકાર ત્યાં છે, તેને માટે મને અત્યંત આનંદ થાય છે. અમે ભારતવાસીઓ એની આવશ્યકતા માનીએ છીએ. હિંદુઓમાં વિવિધ ધર્મ સંપ્રદાયો છે. તેની સંખ્યા લગભગ અગણિત છે અને તે માંહેલા કેટલાક ધર્મ સંપ્રદાયો બાહ્ય દૃષ્ટિએ તો એક બીજામાં છેકજ વિરોધી જણાય છે; છતાં એક સનાતન ધર્મના એ સર્વ આવિર્ભાવો છે, એવું તેઓ તમને જણાવશે. "**ऋचीनां वैचित्र्याद् ऋजुकुटिल नाना पथ जुषाम् । नृणामेको ग[illegible] पयसा मरण**

વદ્‌વ ॥ ” જેવી રીતે જુદી જુદી નદીઓ જુદા જુદા પર્વતોમાંથી નીકળી સીધી કે વાંકી ચુંકી રીતે વહન કરી આખરે એક મહાસાગરના જળમાં ભળે છે તેવીજ રીતે ભિન્ન ભિન્ન ઋચિઓને લઇને સીધા કે વાંકા ધર્મ પંથે ચાલનારા મનુષ્યો હે પ્રભુ, અંતે તમને જ પામે છે.” આ એક કેવળ કલ્પના કે ભાવનાજ નથી; પરંતુ એ જીવનમાં આચરવાની, સ્વાનુભવ કરવાની બાબત છે. વળી તે કેટલીક બાબતમાં ટેકો આપવામાં આવે છે તેવી રીતે ટેકો આપવાની પદ્ધતિની પણ નહિ પણ કેવળ તે વર્તનની વસ્તુ છે. “ હા, બરાબર છે, આમાં કેટલીક ઘણી સારી ભાવનાઓ છે.” ( કેટલાક મનુષ્યો તો અતિ અજબ રીતે એવી વિસ્તૃત ભાવનાના વિચારો ધરાવે છે કે ઇતિહાસ પહેલાના વિકાસ ક્રમના બીજા સર્વ ધર્મો તો નાના, નાના અંશો છે “ પરંતુ અમારો ધર્મ તો પૂર્ણતાનો ધર્મ છે.”) અમારો ધર્મ પ્રાચીનમાં પ્રાચીન છે એટલા માટે તે શ્રેષ્ઠ છે, એવું કેટલાક પ્રતિપાદન કરે છે; તેમજ અમારો ધર્મ અર્વાચીનમાં અર્વાચીન છે એટલા માટે તે ઉત્તમ છે એવું પણ કેટલાક સિદ્ધ કરે છે. પરંતુ એ દરેક ધર્મની અંદર ઉદ્ધારક શક્તિ રહેલી છે, એવી આપણને પ્રતીતિ હોવી જોઇએ. મંદિરો અને દેવળોની અંદર જે તમે ધર્મ પ્રવચનો સાંભળ્યા છે તે કેવળ વ્હેમી વિચારો અને શબ્દ જાળજ હોય છે, અને એજ ભેદભાવ ઉત્પન્ન કરવામાં કારણભૂત છે. સર્વનો ઇશ્વર એકજ છે, અને તેજ સર્વનો આધારભૂત અને જુમ્મેદાર છે, તમે હું કે કોઇપણ મનુષ્યનું મંડળ આત્માના યત્કિચિત્‌ વિમોચન અને યોગક્ષેમનું વહન કરતું નથી, પરંતુ એ એક ઇશ્વરજ કરે છે; એ સર્વનો એક સર્વ શક્તિમાન ઇશ્વરજ જવાબ-

દાર છે. એ શિવાય અન્ય કોઇપણ નહિ. મનુષ્યો પોતાને ઇશ્વરના અસ્તિત્વને માનનારા મનાવે છે; છતાં સર્વ સત્ય તે ઇશ્વરે એક મનુષ્યના નાના સરખા સમાજનેજ સોંપ્યું છે, અને તે નાનો સરખો સમાજ જ સર્વ માનવજાતિનો સંરક્ષક અને નેતા છે, એવું તેઓ કેવી રીતે માને છે, તે હું સમજી શકતો નથી. " न बुद्धिभेदं जनयेत् " કોઇપણ મનુષ્યની શ્રદ્ધામાં વિક્ષેપ કરવા મથશો નહિ. જો તમે કોઇને હોય તેના કરતાં અધિક સારી સ્થિતિમાં મૂકી શકો એમ હો, જો તમે તે મનુષ્ય જે ભૂમિકામાં હોય તેજ ભૂમિકામાં પોતાને સ્વાધીનમાં લઇ તેને ઉચ્ચ ભૂમિકામાં જવાને માટે વિશેષ વેગ આપી શકો એમ હો, તો ભલે તમે એ પ્રમાણે પ્રયત્ન કરો; પરંતુ નાહક તમે કોઇને સ્થાન ભ્રષ્ટ કે સ્થિતિ ભ્રષ્ટ કરશો નહિ—મનુષ્ય પાસે જે છે તેનો નાશ કરશો નહિ. ખરો ગુરૂ તો તે છે કે જે ક્ષણવારમાં હજારો લોકોના વચમાં મનુષ્યના જીવનમાં પરિવર્તન કરી શકે છે. ખરો ગુરૂ તો તેજ છે કે જે પોતાના શિષ્યનો અધિકાર તપાસી તત્ક્ષણ તેની ભૂમિકા પર્યન્ત પોતે નીચે ઉતરી શકે છે, શિષ્યના આત્મામાં પોતાના આત્માને પ્રવેશાવી શકે છે, શિષ્યના નેત્રોથી જોઇ શકે છે, શિષ્યના કાનથી સાંભળી શકે છે, અને શિષ્યની બુદ્ધિથી પોતે વિચારી શકે છે. **આવાજ ગુરૂ વાસ્તવિક રીતે ઉપદેશ આપવાને યોગ્ય છે, અન્ય નહિ. જગતમાં જે નિષેધક, ખંડનાત્મક અને અને ભંજક સ્વભાવના ગુરૂઓ દીઠામાં આવે છે, તેઓ જનસમાજનું જરી પણ હિત કદિએ કરી શકવાના નથી.**

મારા ગુરૂના સાન્નિધ્યમાં રહીને હું જોઇ શક્યો છું કે મનુષ્ય આ દેહમાંજ પોતે પૂર્ણતા પ્રાપ્ત કરી શકે છે. એ

ગુરૂના મુખમાંથી કોઇ દિવસ પણ કોઇના અકલ્યાણનું એક વચન સરખું નીકળ્યું નથી; તેમજ કોઇના દોષ નિરૂપણનો એક શબ્દ પણ બોલાયો નથી. તેમનાં નેત્રો બીજાના દોષ જોવાની શક્યતાથી પર હતાં, એમના મનની અંદર દોષનું ચિંતન કરવાની શક્તિજ રહી નહોતી. તેઓ સર્વ ભૂત પ્રાણીઓમાં સારા શિવાય બીજું જોતાજ નહિ. પરમ પવિત્રતા અને પરમ ત્યાગ એ આધ્યાત્મિકતાનું એક રહસ્ય છે. " **न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः** " ॥ "કર્મથી, પ્રજાથી કે ધનથી નહિ પરંતુ માત્ર ત્યાગથીજ અમૃતત્વ પામી શકાય છે, " આવું વેદવચન છે. "Sell all thou hast and give the poor, and follow me." " તું તારૂં સર્વસ્વ વેચી સાટી નિરાધાર ગરિબોને એકવાર આપી દે અને એ પછી તું મારે શરણે આવ. " ભગવાન્ ઇસુખ્રીસ્તનું પણ આવુંજ કહેવું છે.

સર્વ મહાત્માઓ, અવતારી પુરૂષો અને પેગંબરોએ આ પ્રમાણેજ કહ્યું છે; અને એજ પ્રમાણે પોતાનું જીવન ગાળ્યું છે. ઉગ્ર ત્યાગ શિવાય પરમ આધ્યાત્મિકતા કેવી રીતે આવી શકે ? જ્યાં જ્યાં ધાર્મિક વિચારો છે, ત્યાં ત્યાં ત્યાગ એ સર્વ ધાર્મિક વિચારોના મૂળ ભૂત હોય છેજ; અને તમે જોઈ શકશો કે જ્યાં એ ત્યાગની ભાવના ઓછી થતી જાય છે, ત્યાં ધર્મના પ્રદેશમાં ઇંદ્રિયસુખ-વિષય સુખનો પ્રવેશ થવા પામે છે; અને તેટલાજ પ્રમાણમાં આધ્યાત્મિકતા પણ ન્યૂન થઇ જાય છે, એ મહાપુરૂષ તો ત્યાગની મૂર્તિજ હતા. અમારા ભારત વર્ષમાં જે પુરૂષ સન્યાસ ગ્રહણ કરે છે તે પુરૂષને ભૌતિક ધનદૌલત અને પોતાની પ્રતિષ્ઠાનો ત્યાગ કરવો આવશ્યક ગણાય છે. અને મારા ગુરૂદેવે અક્ષરશઃ એ જ પ્રમાણે જીવન ગાળ્યું છે. એવા શ્રીમંતો

હતા કે જેઓના હસ્તથી અપાયલા દાનનો પરિગ્રહ માત્ર જો એ મહાત્મા કરત; તો તેઓ પોતાની જાતને કૃતકૃત્ય અને ધન્ય માનત, એટલું જ નહિ પણ જો એ મહાત્માએ દાન પરિગ્રહની લવલેશ ઇચ્છા જ બતાવી હોત, તો હજારો ને લાખો રૂપીઆનો ઢગ તેમના ચરણ કમળમાં પોતાને અહો ભાગ્ય સમજી તેઓ કરત. પરંતુ એ શ્રીમંતનો એ બાબતમાં નિરાશ થઇને પાછાં જવું પડતું. આ મહાત્મા દ્રવ્યની તૃષ્ણા અને કામનાની વૃત્તિ ઉપર પૂર્ણ પણે જય મેળવનાર, જીવન્ત સાક્ષાત્કાર કર-નાર, વિજયશાલી આદર્શરૂપ પુરૂષ હતા. તેઓ દ્વંદ્વના વિચારોથી પર હતા. ચાલુ સદીમાં આવા પુરૂષોની ઘણી જરૂર છે. પોતે જેને જરૂરીઆતો માને છે તે વગર એક માસ પણ પોતે જીવી ન શકે એવું જન સમાજે માનવા માંડયું છે અને પોતાની માનેલી “ જરૂ-રીઆતો ” નો તેઓ ભુમિતિના પ્રમાણમાં વધારતાજ જાય છે. એવા વર્તમાન સમયમાં આવા ત્યાગની ભાવ-નાની ઘણી જ આવશ્યકતા છે. ચાલુ જમાનામાં આવા જડવાદના જમાનામાં પણ વિશ્વની સર્વે સંપતિ અને સમસ્ત નામ કીર્તિને તૃણ સમાન ગણનાર પુરૂષ હયાત છે એવું જગતના સર્વે શંકાશીલ અને સકળ જડવાદીઓને સિદ્ધ કરી આપે એવો સમર્થ પુરૂષ ઉત્પન્ન થવાની ખાસ જરૂર છે; અને કાંચન અને કામિનીને તૃણવત્ ગણનાર પુરૂષો આ વિશ્વમાં છે પણ ખરા. ‘ **बहु रत्ना वसुं धरा.**’

મારા ગુરૂદેવે પોતાના જીવનનો પ્રથમ ભાગ આ-ધ્યાત્મિક શક્તિ પ્રાપ્ત કરવામાં અને જીવનનો બાકીનો ભાગ પ્રાપ્ત કરેલી આધ્યાત્મિક શક્તિ જનસમાજમાં પ્રસાર-વામાં ગાળ્યો હતો. એ પરમહંસ દેવનો ઉપદેશ શ્રવણ કર-

વાને સહસ્ત્રાવધિ લોકોના ટોળેટોળાં દરરોજ આવતાં, અને ચોવીસ કલાકમાંથી વીસ કલાક પર્યન્ત એ ઉપદેશની અસ્ખલિત ધારા ચાલ્યા કરતી. આ પ્રમાણે એક દિવસ નહિ પણ મહિનાઓ ને મહિનાઓ ચાલતું. આવા અતિશય પરિશ્રમને લઇને આખરે એમના શરીરનું સ્વાથ્ય બગડયું. આવું છતાં સર્વ ભૂત પ્રાણીઓ પ્રતિ એમનું હૃદય એટલું બધું પ્રેમ પૂર્ણ હતું કે આવનારા હજારો માણસોમાંથી એક સામાન્યમાં સામાન્ય માણસ પણ જો એમની મદદ માગતો તો તેમનાથી કદિ ના પાડી શકાતી નહિ. ધીરે ધીરે આમાં-થી ગળાના ગંભીર દર્દનું રૂપ પકડયું. આવી સ્થિતિમાંએ તેમની પ્રવૃતિ ચાલુજ રહેતી. એ પ્રવૃતિમાંથી તેમને કોઇપણ વારી શકતું નહિ. લોકો એમને મળવા માગે છે એવી ખબર પડયા બરોબર લોકોને અંદર આવવાં દેવા માટે તેઓ આગ્રહ કરતા, અને એમના દરેકે દરેક પ્રશ્નનું બરા-બર સમાધાન કર્યા વગર રહેતા નહિ. તેઓ ક્ષણવાર પણ વિશ્રાંતિ લેતા નહિ. એમના ગળાનું દર્દ ઘણુંજ વધી ગયું હતું, એ અરસામાં એક ગૃહસ્થે પરમહંસ દેવને પ્રશ્ન કર્યો કે " મહારાજ, આપ મહાન્ યોગી છો તો તમારા મનનો યત્કિંચિત ઉપયોગ કરી શામાટે તમે તમારૂં શારીરિક દર્દ નિર્મૂળ કરતા નથી" થોડી વારતો એમણે તેનો જવાબ આપ્યો નાહ; પણ ફરી ફરીને એનું એજ જ્યારે પુછવામાં આવ્યું એટલે એમણે ધીરે રહીને પ્રત્યુત્તર આપ્યો કે " હે વત્સ, અત્યાર સુધી તમને હું જ્ઞાની પુરૂષ ધારતો હતો પણ તમે તો આ સંસારના લોકો જેવીજ વાત કરો છો. મેં મારૂં મન પ્રભુને એકવાર સમર્પી દીધું છે, તો શું આ શરીર કે જે આત્માને રહેવાને એક પીંજરા સમાન છે, તેને વાસ્તે તે મનને હું પાછું લઇ લઉં એવું તમે કહેવા માગો છો?

તેઓ તો જેમને તેમ લોકોને ઉપદેશ આપ્યાજ કરતા હતા, એવામાં જન સમાજમાં ચારે તરફ એવા સમાચાર ફેલાયા કે મહાજશ્રીનું શરીર વધારે વખત ટકે એમ નથી. આવા સમાચાર લોકોને કાને પડતાં પહેલાંના કરતાં ઘણીજ વધારે સંખ્યામાં લોકોના જુથના જુથ મહારાજશ્રીના દર્શનાર્થે આવવા લાગ્યા. અમારા હિંદુસ્થાનમાં ગુરૂઓ અને મહાત્માઓ પાસે લોકોનાં ટોળે ટોળાં કેવી રીતે આવે છે અને તેમને ઘેરી વળે છે, અને આ દેહમાં ઇશ્વર તુલ્ય ગણી પૂજન કરે છે, તેનો તમને ખ્યાલ આવી શકશે નહિ. સેંકડો માણસો માત્ર તેમના વસ્ત્રને સ્પર્શ કરીને પણ કૃતાર્થ થવા ઉત્સુક હોય છે. બીજાની અંદર આધ્યાત્મિક શક્તિ રહેલી છે, એવી ભાવના માત્રથી પોતાની અંદર આધ્યાત્મિક શક્તિ ઉત્પન્ન કરી શકાય છે. મનુષ્ય જે જે ઇચ્છે છે, અને તેની ભાવના કરે છે, તે તે તે મનુષ્યને પ્રાપ્ત થાય છે. જેવું આ એક વ્યક્તિ પરત્વે છે, તેવુંજ પ્રજા પરત્વે પણ છે. તમે હિંદુસ્થાનમાં જઇ રાજકીય વિષય ઉપર ભાષણ આપશો તો તે ભાષણ સાંભળવા નહિ જેવાજ માણસો આવશે. પછી ભલેને એ ભાષણ ગમે એટલું ઉત્તમ પ્રકારનું હોય. પરંતુ જો તમે ત્યાં જઇ ધર્મ ઉપદેશ કરવા માગશો, અને એ પ્રમાણે ધાર્મિક જીવન ગાળશો તો સેંકડો માણસો માત્ર તમારા દર્શન કરવા અને ચરણ સ્પર્શ કરવાજ આવશે. જન-સમાજમાં જેમ જેમ વધારે ને વધારે વાત ફેલાતી ગઇ કે પરમહંસદેવ હવે થોડા વખતમાં આપણને છોડી ચાલ્યા જશે, તેમ તેમ પહેલાં કરતાં વધારે ને વધારે લોકોની મેદનીની ઠઠ ત્યાં જામવા લાગી; અને મારા ગુરૂદેવ પોતાના શરીરના આરોગ્યની લવલેશ પણ દરકાર રાખ્યા વગર અવિ-

શ્રાંતપણે તેમને ઉપદેશ આપ્યા જતા હતા. બીજે કોઇ રીતે એ બોધ કરાવી શકતા નહિ. કેટલાક લોકો તો ઘણાજ દૂરથી આવતા હતા; તેથી તેમના પ્રશ્નનું સમાધાન કર્યા વગર પરમહંસજીને કળ વળતીજ નહિ. "જ્યાં લગી હું બોલી શકું છું ત્યાં લગી મારે એમને ઉપદેશ આપવોજ જોઇએ." આ પ્રમાણે તેઓ કહેતા, અને જેવું કહેતા તેવુંજ આચરતા. એક દિવસે તેમણે અમને સર્વેને કહી દીધું કે આજ હું આ ક્ષણિક દેહનો પરિત્યાગ કરીશ; અને વેદના પરમ પવિત્ર અક્ષર પ્રણવનો વારંવાર જાપ કરતા તેઓ તેજ દિવસે મહા સમાધિમાં ગયા અને બ્રહ્મ-લોકને પામ્યા.

એ પરમહંસદેવના વિચારો અને તેમનો પેગામ યથાર્થ રીતે સમજી જનસમાજને તેનો બરાબર ઉપદેશ આપી શકે એવા અધિકારી ભક્તો થોડાકજ હતા. વળી થોડાક તરૂણ ભક્તો પરમહંસજી પોતાની પાછળ મૂકી ગયા હતા કે જેઓએ સંસારનો ત્યાગ કરી સન્યાસ ગ્રહણ કરી ગુરૂના ધર્મ પ્રચારનું કાર્ય કરવા કટિબદ્ધ થયા હતા. એ યુવકોને છિન્ન ભિન્ન કરી નાખવાને અનેક પ્રયત્ન કરવામાં આવ્યા હતા, પરંતુ તેમના સમક્ષ પોતાના મહાન્ ગુરૂનું જ્વલંત દૃષ્ટાંત હોવાથી એ સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. વર્ષો સુધીના એ પુનિત જીવનના સત્સંગના પ્રતાપે તેઓ અચળ અને દૃઢવ્રત રહી શક્યા હતા. એ યુવકો સન્યાસા-શ્રમમાં રહી પોતાના જન્મભૂમિના શહેરની ગલીઓ અને શેરીઓમાં જઇ ભિક્ષાન્ન માગી લાવી પોતાની શરીરયાત્રા નભાવતા હતા, જોકે એ યુવક સન્યાસીઓ માંહેલા કેટલાક સન્યાસીઓ તો પ્રથમ પંક્તિના ઉચ્ચ કુટુંબના હતા. શરૂ-આતમાં તેમને ઘણી ઘણી હરકતો અને મુશ્કેલીઓ આવી;

પરંતુ એ કથાથી ન ડગતાં પોતાના ગુરૂદેવનો દિવ્ય સંદેશો સમસ્ત ભારતવર્ષમાં પ્રસારવાને તેઓએ અહર્નિશ પ્રયત્નો કર્યા; અને તે ત્યાં સુધી કે ગુરૂદેવના ઉપદેશના વિચારોથી ભારતવર્ષની સર્વ જનસમાજનું વાતાવરણ પૂર્ણપણે વ્યાપ્ત થઇ ગયું. આ મહાપુરૂષ, પ્રથમ જણાવ્યું તે પ્રમાણે, બંગાળા પ્રાંતના એક અપ્રસિદ્ધ નાના સરખા ગ્રામના વતની તેમજ નિરક્ષર છતાં કેવળ પોતાના દૃઢ સંકલ્પના શુદ્ધ સામર્થ્યથી પોતે સત્યનો સાક્ષાત્કાર કરી સકળ જનસમાજને તેનો ઉપદેશ કર્યો; અને એ ઉપદેશ પ્રણાલિકા જીવંત રાખવાને પોતાની પાછળ થોડાક યોગ્ય અધિકારી યુવકો મૂકતા ગયા.

આજે ભગવાન્ શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવનું પુનિત નામ કરોડોની વસ્તી વાળા આર્યાવર્તમાં સકલ આબાલ વૃદ્ધને જાણીતું થઇ ગયું છે. એટલુંજ નહિ પણ એ મહાપુરૂષનો પ્રતાપ ભારતવર્ષની બહાર પણ પ્રસરવા પામ્યો છે. આ પૃથ્વીમાં જયાં જયાં મેં ભાષણો કર્યા છે, તેમાં કોઇપણ ઠેકાણે જો મારા મુખમાંથી સત્યનો, આધ્યાત્મિકતાનો એકાદો એ શબ્દ નીકળવા પામ્યો હોય, તો તે મારા ગુરૂદેવનો છે; અને તેમાં જે કાંઇ દોષો જણાયા હોયતો તે સર્વ મારા છે.

આધુનિક દુનિયાને ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવનો નીચે પ્રમાણે સંદેશો છે. “ તમે મતમતાંતરો, ધર્મના વાડાઓ, સંપ્રદાયો, મંદિરો, દેવળો કે મસ્જીદોની દરકાર કરશો નહિ. પ્રત્યેક મનુષ્યની અંદર જે આધ્યાત્મિક શક્તિ—ચેતન વિરાજી રહેલું છે. તેની આગળ એ સર્વની કંઇજ ગણના નથી; અને વસ્તુતઃ મનુષ્યની અંદર રહેલી આધ્યાત્મિક શક્તિનો વિકાસ કરવો એજ આવશ્યક છે. અને એ આધ્યાત્મિક શક્તિનો જેમ જેમ વિશેષને વિશેષ

વિકાસ કરવામાં આવે છે, તેમ તેમ વિશેષ ને વિશેષ તે મનુષ્ય સામર્થ્યવાન્ અને જન સમાજને હિતકારી બનતો જાય છે. પ્રથમ તમે એ શકિત પ્રાપ્ત કરો. પ્રથમ તમે એ સામર્થ્ય સિદ્ધ કરો. અને કોઇની પણ નિંદા ન કરો; કારણકે સર્વ મતમતાંતરો અને ધર્મ સંપ્રદાયોમાં કોઇને કોઇ સત્ય રહેલું છે. ધર્મ એટલે શબ્દજાળ, નામો કે સંપ્રદાયો નહિ; પણ ધર્મ એટલે પોતાની અંદર રહેલી આધ્માત્મિક શકિતનો સાક્ષાત્કાર છે, એવું તમે તમારા જીવનથી સિદ્ધ કરી બતાવો. જેઓએ ધર્મનો સ્વાનુભવ કર્યો છે, તેઓજ ધર્મને બરાબર સમજી શકે છે. જેઓએ આધ્યાત્મિક શક્તિ પ્રાપ્ત કરી છે તેઓજ તે શક્તિ બીજામાં પ્રકટાવી શકે છે, અને તેઓજ મનુષ્ય જાતિના ખરા ગુરુઓ અને ધર્મ ઉપદેશકો બની શકે છે. એવા મહા પુરૂષોજ જ્ઞાન પ્રકાશના સામર્થ્ય સ્વરૂપ છે.”

જે દેશની અંદર આવા મહા પુરૂષો જેમ વધારે ને વધારે ઉત્પન્ન થાય છે તેમ તે દેશ વધારેને વધારે ઉન્નત સ્થિતિમાં આવતો જાય છે; અને જે દેશની અંદર આવા મહા પુરૂષનો કેવળ આભાવજ છે, તે દેશ તો અવનત દશામાંજ રહેવાને નિર્માણ થએલો છે, એમાંથી કોઇ પણ એનો ઉદ્ધાર કરી શકે એમ નથી..આથીજ સમસ્ત મનુષ્ય જાતિને મારા ગુરૂદેવનો સંદેશો છે કે “તમે આત્મદાન્ બનો અને પોતાની પ્રતીતિ અર્થે સત્યનો સાક્ષાત્કાર કરો.” તેમની ઇચ્છા છે કે સર્વ તમારી માનવજાતિને અર્થે તમે સર્વસ્વનો ત્યાગ કરો, તેમની ઇચ્છા છે કે તમારા માનબંધુઓને અર્થે પ્રેમના સંબંધમાં તમે વાતો કરવાનં

ઓ, અને તમારા શબ્દો યથાર્થ કરી બતાવવાને માટે કર્તવ્ય પરાયણ બનો. ત્યાગનો અને સાક્ષાત્કારનો સમય આવી પહોંચ્યો છે, અને હવેજ જગતના સર્વ ધર્મોની અંદર તમને અવિરોધીપણાની–મેળની પ્રતીતિ થતી જણાશે. તમને સમજાશે કે કોઇ પણ પ્રકારનો ઝગડો કે કલહ કરવાની હવે જરૂર રહી નથી; અને તેથીજ તમે સર્વ મનુષ્ય જાતિને અર્થે સહાય કરવાને સારૂ અંતઃકરણ પુર્વક તત્પર થઇ જશો. સર્વ ધર્મોની અંદર તત્વતઃ એકતા રહેલી છે એવું જાતે પ્રતીત કરી તે જગતજનોને પ્રકટ કરવાનું મારા ગુરૂદેવનું ઇશ્વર નિયુક્ત કાર્ય હતું. જગતના અન્ય ધર્મગુરૂઓએ વિશિષ્ટ ધર્મોનો ઉપદેશ આપ્યો છે અને એ ધર્મો સાથે તેમના નામો જોડાયલાં છે. પરંતુ ઓગણીસમી સદીના આજ મહાન્ ગુરૂએ ધર્મ સંબંધી પોતાની કોઇ પણ વિશિષ્ટતા બતાવી નથી અને સર્વ ધર્મપ્રતિ પોતાનો સમભાવ પ્રકટાવ્યો છે. કારણકે તેમણે જાતે સાક્ષાત્કાર કરી જોયું હતું કે વિશ્વના સમસ્ત ધર્મો એક અનાદિ અનંત–સનાતન ધર્મના અંગ પ્રત્યંગ રૂપ છે.



શ્રીરામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદજીના ભક્તોને
અમૂલ્ય પ્રસાદી.

**ઉત્તમ ધાર્મિક માસિક પત્ર! નમુનો મફત મળે છે**
**મંગાવી વાંચી જુવો!**
**જલ્દી ગ્રાહક થાઓ!**

# ભારતજીવન.

**(ત્રીજું વર્ષ અસાડથી શરૂ થયું છે.)**

આધ્યાત્મિક જ્ઞાનના જિજ્ઞાસુઓ માટે શ્રીરામકૃષ્ણ મઠના ત્યાગી વૈરાગી, સાધુ સંન્યાસીઓ દ્વારા પ્રકટ થતાં બંગાલી અંગ્રેજી માસિક પત્રોમાં પ્રકટ થએલા લેખોના અનુવાદ, એમાં જીવ, પરમાત્મા, પુનર્જન્મ, યોગરહસ્ય, પ્રાણાયામ, ધ્યાન, ધારણા ઉપાસના વગેરે અધ્યાત્મજ્ઞાનના વિષયો, વાર્તાઓ, કવિતાઓ સંતપુરૂષોનાં જીવનચરિત્રો, સતીયોના ઇતિહાસ, સિદ્ધમહાપુરૂષોનાં બોધવચનો વગેરે ધર્મકથાઓ સરલ ભાષામાં પ્રકટ થાય છે.

ભેટ—પરમહંસદેવના પ્રિય માનસ-પુત્ર સ્વામી બ્રહ્માનંદજીની મ્હોટી છબી તથા યોગી કેમ થવું? એ નામનું પુસ્તક ભેટ મળશે. વાર્ષિક મૂલ્ય રૂ. ૩-૨-૦ વી. પી. ખર્ચ ૦-૪-૦ વધુ. આફ્રિકા માટે ૧૦ સીલીંગ.

પત્રવ્યવહાર:—ડાહ્યાભાઇ રામચંદ્ર મેહતા.

સમ્પાદક—ભારતજીવન—અમદાવાદ.

"બ્રહ્મથી તે કીટ પર્યંત સર્વે ભૂતમાત્રમાં તેજ પ્રેમમય 'ઈશ્વર' વ્યાપી રહ્યા છે! હે મિત્ર! ત્હારું મન પ્રાણ અને શરીર તે સર્વની સેવામાં અર્પણ કર. ત્હારા સન્મુખ અનેક રૂપે તે (ઈશ્વર) હોવા છતાં તું તેને બીજે ક્યાં શોધે છે! જે મનુષ્ય જીવ માત્ર ઉપર પ્રેમ કરે છે તેજ ઈશ્વરની સેવા કરે છે."

"કંઈક વર્ષ પર્યંત મેં મ્હારા ગુરુ સમીપ નિવાસ કર્યો છે, પરંતુ તેમની જીભે એક પણ સમ્પ્રદાયની નિન્દાસૂચક વાક્યોચ્ચાર કર્યો નથી. સર્વ સમ્પ્રદાય પ્રત્યે તેમની સમાન સહાનુભૂતિ હતી. તેમણે તે સર્વ સમાનતા દીઠી હતી."

સ્વામી વિવેક